'ધૂમકેતુ'ની 'યુગદર્શન ગ્રંથમાલા' પુસ્તક સાતમું [૭]

# ત્રિભેટો

[ ટૂંકી વાર્તાઓનો સાતમો સંગ્રહ ]





ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

# પ્રસ્તાવના

[ બીજી આવૃત્તિ ]

નવયુગ પુસ્તક ભંડારના સંચાલક શ્રી. જમનાદાસના મારા તરફના પક્ષપાતે આ બીજું પુસ્તક તેમના તરફથી બહાર પાડવાનું શકય બનાવ્યું છે. 'ત્રિભેટા'ની આ બીજી આવૃત્તિમાં કેટલીક વાતોને નવેસરથી મઠારીને તૈયાર કરેલી જોઈ શકાશેઃ છઠ્ઠી વાર્તા 'ચિતારો' The Vampire નામની અંગ્રેજી વાર્તા પરથી લીધેલી છે.

ગુજરાતે મારી રંક કૃતિઓનું મૂલ્યાંકન કરવાનું ઘણું ઉદારતાભર્યું ધોરણ રાખ્યું ન હોત, ને વિવેચકોએ તથા મિત્રોએ પ્રેમ અને પક્ષપાતથી એમને અપનાવી ન હોત તો હું ધારતો નથી કે મારી ક્ષુદ્ર નવલિકાઓને આટલું નાનું સરખું પણ લાંબું આયુષ્ય મળ્યું હોતઃ એ ક્ષુદ્ર તો છે — પણ સંતોષ એટલો જ છે કે એમાં વાર્તાકલાને નામે વિકૃતિ અને વાસ્તવવાદને નામે ભયંકર ફોટુ-ચિતરામણ એ કદાચ ઓછામાં ઓછાં હશે. એમાં કલા

ન હોય — વાર્તા ન હોય — કે કાંઈ ન હોય — એ બહુ અફસોસનો વિષય નથી; અહીંની આ ટૂંકી મુસાફરીમાં મારા ક્ષુલ્લક નામે કોઈને પણ અમંગળ બનનારું કાંઈ પણ સૂચન એમાંથી ન નીકળે તો ઘણું છે. કાલમહોદધિમાં તરતી કાગળની આ હોડીઓ તો ઠીક છે, એના જોનારને વિલુપ્ત થતા પહેલાં થોડો સમય આનંદ આપી જશે; બાકી તો આવી આ નિર્માલ્ય રમકડાં-હોડીઓ બનાવવાની કરામતને લીધે પણ થોડા અજાણ્યા જનોના સુંદર કાગળો આવતા રહે છે તે, ને વખતે અવારનવાર આવીને કેટલાક મિત્રો ને પ્રકાશકો આનંદમાં કઢાવી જાય છે તે — જીવનની આ અણમોલ સમૃદ્ધિની થોડી પળો — નિશદિન યાદ રહે છે અને મારી જીવનવાટિકાને સંસ્મરણોના પરિમલથી સુગંધિત બનાવી દે છે.

ટૂંકી વાર્તાની કલા અને તેનાં રૂપો વિષે જોઈએ તેટલું હજી કહી શકાયું નથી. કારણ કે જેમ જેમ વખત જાય છે તેમ તેમ લાગે છે કે હજી એનો પાર પામી શકાયો નથી. કદાચ 'છેલ્લા તણખા' — કે જેમાંની એક પણ વાર્તા ક્યાંય પ્રગટ થયેલી નહિ હોય — બની શકશે તો એમાં એ સ્વરૂપચર્ચા આવશે.

ખાનપુર : અમદાવાદ
ફેબ્રુઆરી : ૧૯૪૭

ધૂમકેતુ

# એક પ્રશ્ન

એ ખરું કે એનો સ્વભાવ કાંઈક કડવો ને ઉગ્ર લાગતો હતો. પણ એવા સ્વભાવ માટે એની પરિસ્થિતિ જવાબદાર હતી. એની પછાત ગણાતી કોમમાં એ એકલી જ આટલું શિક્ષણ મેળવી શકી હતી; અને પછી એના પિતાએ એક પછી એક જે જે મુરતિયા બતાવ્યા તે તમામ નિર્માલ્ય ને અભણ. એણે જ્યારે પોતાને આવી સ્થિતિમાં જોઈ, ત્યારે કુદરતી રીતે જ કાંઈક અધીર, ઉગ્ર ને પુરુષ-વિદ્વેષી થઈ ગઈ. ખરી રીતે એ તેજસ્વી હતી. એની તેજસ્વિતાને યોગ્ય પુરુષ મળ્યો હોત તો એ કાંઈક વિહ્વ-ળતાથી જરાક વધારે ઉતાવળું ગણાય તેવું પગલું લઈ બેઠી તે ન લેત. પણ એ પગલું એને માટે આવશ્યક થઈ પડ્યું. પિતાના મૃત્યુ પછી એની સાવકી મા — એક રીતે ગણો તો એના જેવડી જ એની જુવાન બહેન — અવળે માર્ગે ચડી ગઈ હતી. એટલે એ રીતે પણ કેસરે હવે પોતાનો આશ્રય ખોળી લેવો રહ્યો. એટલું સારું હતું કે એક એની બહેનપણી નર્સ હતી — એટલે એની સાથે એ હૉસ્પિટલમાં હરતીફરતી ને વખત પસાર થઈ જતો. પણ

એટલો આધાર બાદ કરીએ તો એ દુનિયામાં અનાથ ગણાય તેવી હતી. અને વધુમાં ભણેલી અનાથ હતી. અમુક પ્રકારનાં સુખસગવડ — જેને લોકો ભૂલથી સંસ્કાર નામ આપે છે — તેમને એ ટેવાયેલી હતી. એ સુખસગવડના મધ્ય-બિન્દુને ભૂલી ન શકાય એવી રીતે પ્રેમમાં પડવાની એને તાલીમ મળી હતી. અણઘડ લોકો — કે પછી સ્વભાવથી કાંઈક રંગદર્શી હોય તેવા લોકો, જાત ભૂલીને જે ઉગ્ર પ્રેમમાં અભાનપણે પડે છે એવી જાતવિલોપન પ્રેમની શક્તિ, કેસરમાં રહી ન હતી. એટલે એનો પ્રેમ ઘડાયેલો, વ્યવહારુ, ને વધુમાં ભાનપૂર્વકનો — ગણતરીપૂર્વકનો — પ્રેમ હતો: એમાં માણસ પોતાની જાતને ભૂલે છે — પણ સુખસગવડની વાતને ભૂલી શકતો નથી. એટલે એ હોસ્પિટલમાં હરતાંફરતાં એક દર્દી સાથે પ્રેમમાં પડી — તે દર્દી ઘરનો એને સુખી લાગ્યો હતો. મૂળમાં જ જે લોકો જીવનને અતિ ઉતાવળથી જીવી લેવા માગતા હોય છે, તે હાથના ઉદાર ને પરિણામ પ્રત્યે બેદરકાર હોય છે. કિશોરીલાલ પણ સટ્ટાના ખેલાડી હતા. ને એવા ખેલાડીઓ જે હસમુખી ઘેલી ઉદારતા ધરાવે છે, તેવી ઉદારતા કિશોરીલાલમાં જોઈને કેસર તેના પ્રેમમાં પડી ગઈ ને તેની સાથે પરણી પણ ગઈ.

## ૨

એણે આ પગલું ભર્યું, કારણ કે એની જ્ઞાતિમાં કોઈ યોગ્ય વર ન હતો. પોતે ભણેલી હતી — ને પોતાની પછાત જ્ઞાતિમાં જ્યાં ત્યાં ટિપાવા માટે એ કુદરતી રીતે જ ખુશી ન હતી. એના ભણતરે એને સુઘડ ને વિવેકી બનાવી હતી:

પણ સાથે સાથે એના ઘડતરને વધારે પડતી સુંવાળપ પણ આપી હતી. એટલે કોઈ જીવનસાથી શોધી — એની સાથે ખભેખભો લગાવી, માર્ગ કાપતાં કાપતાં, પોતાનું ઘર રચવાની પરાક્રમી તેજસ્વિતાને બદલે, એનામાં સુખસગવડભરેલી સંસ્કારિતાનો પ્રેમ વધારે હતો. એવી સુખસગવડનો માર્ગ મળવાની શક્યતા એણે કિશોરીલાલમાં જોઈ અને એ એને પરણી. કિશોરીલાલ એને પરણ્યો. કારણ કે, એને મળેલી અનેક અણઘડ બૈરીઓ કરતાં આ વધારે સુંદર, સ્વચ્છ, ને વ્યવહારુ હતી.

આ લગ્નવ્યવહાર ખરી રીતે ઠીકઠીક સુખી નીવડવો જોઈએ. બન્ને પક્ષની મરજીથી લગ્ન થયાં હતાં, એ એક કારણ હતું. અને બન્ને ઊગતી જુવાનીની આંધળી વૃત્તિને વટાવી જઈ કાંઈક ઠરેલ પ્રકૃતિથી નિશ્ચય કરી શક્યાં હતાં, એ બીજું કારણ હતું. છતાં આ લગ્નને જ્યારે સુધારકની છાપ મળી ત્યારે એ લગ્નમાં ખરી રીતે ન હતા એવા ઘણા દોષ જ્ઞાતિજનોએ શોધી કાઢ્યા. લોકની સામાન્ય વૃત્તિ આવી વસ્તુને ઉપેક્ષાજન્ય ન ગણે, અથવા આવકારલાયક ફેરફાર ન ગણે, ત્યાં સુધી આવી જાતના પગલાથી, જે કોલાહલ ને ઘર્ષણ થવાં જોઈએ, એ સઘળાં જ કિશોરીલાલના કુટુંબમાં થયાં. એ સ્વતંત્ર હતો એ ખરું, પણ માણસ ગમે તેટલો સ્વતંત્ર છતાં એ બીજાના અભિપ્રાય ઉપર જીવનાર પ્રાણી છે. એટલે કિશોરીલાલના આ પગલાની અસર એના વ્યવહાર ઉપર તેમ જ મિત્રમંડળ ઉપર પણ થઈ. અને જ્યાં જીવનની હરેક પળે માણસે પોતાના જીવનનિર્વાહ માટે બીજાની સલાહ અને મદદની આશા રાખવાની હોય છે, ત્યાં આ

બહિષ્કાર વધારે તીવ્ર લાગે છે. પુષ્કળ પૈસાની મદદ વડે પોતાના ઐકાંતિક જીવનને ઘણી ઘણી સામગ્રી વડે ભરી દેવાની તાકાત માણસ ન ધરાવતો હોય તો સામાજિક વ્યવહારના માર્ગો કપાઈ જતાં એ એકલો, અટૂલો ને કટુ બની જાય છે. એટલે કિશોરીલાલનું જીવન પણ એવું બન્યું. દરમ્યાન એવું થયું કે કેસરની સાવકી માના ગેરવર્તનની સૌને ખબર પડતાં જે દૂષણ કેસરમાં ન હતું તે એનામાં હોવું જોઈએ એમ સૌએ ધારી લીધું. એટલે તો કિશોરી-લાલના ઘરમાં — ખાસ કરીને એની માએ — વધારે જાપ્તો રાખવા માંડ્યો. અને હેતુપૂર્વક જાપ્તો યોજાતો હોવાથી, એ વધારે ને વધારે કડક પણ થતો ગયો.

## ૩

કેસર જે કૌટુમ્બિક વાતાવરણનો ઉછેર પામી હતી અને જે વડે ખરી રીતે એ ઘડાઈ હતી તેમાં આવી બાબ-તનો ઉકેલ જે રીતે આપવામાં આવતો તે રીત એણે પણ ગ્રહણ કરી. માણસ ધારે કે ન ધારે તોપણ એ પોતાના પૂર્વઇતિહાસનું અનુકરણ કરી જ બેસે છે. એમાં એણે કરેલો નિશ્ચય ઘણી વખત અકસ્માતી પળો ઉપર આધાર રાખે છે એ ખરું, પણ એના મનમાં જે અકસ્માત્ ઊગી નીકળે છે, તે ઘણા સંસ્કારો વડે પોષાયેલી વસ્તુ હોય છે; ને તે જાગ્રત રીતે સૂતેલી હોય છે.

સાસુના ત્રાસથી છૂટવા તેમ જ પોતે જે જીવન શોધ્યું હતું તે જીવનથી પણ મુક્ત થવા કેસર કંટાળીને ભાગી.

તેણે પોતાની એક બહેનપણીને ત્યાં મુકામ નાખ્યો.

એ બહેનપણીને ત્યાં શ્યામલાલ નામે એક તરંગી માણસ આવતો જતો. કેસરે સુધરેલી રીતે રહી શકાય ને સુખ-સગવડ મળે માટે કિશોરીલાલને શોધ્યો. પણ એમાં એ નાસી-પાસ થઈ, ત્યારપછી એણે જે પગલું ભર્યું — એમાં જ અનિવાર્ય રીતે આગળ વધુ પગલાં લેવાનાં બીજ રહ્યાં હતાં.

શ્યામલાલ સાથે કેસરને આકર્ષણ થયું તેમાં બેત્રણ કારણ હતાં. એક તો ભણેલી ગણેલી છતાં કેસર જે જ્ઞાતિ-માંથી આવતી હતી, તે જ્ઞાતિના કાંઈક રખડુ સંસ્કારને શ્યામલાલ વધારે સુંદર લાગે એ સહજ હતું. શ્યામલાલ સિગારેટ સુંદર રીતે પી શકતો. સિસોટી — એના જેવી વગાડ-વાની કલા — બહુ થોડામાં હશે. એનામાં લેશ પણ ગુસ્સો ન કરવાની કલા હતી. ગમે તેવા બેદરકારીભરેલા કે ગુસ્સો ઉત્પન્ન કરાવે તેવા પ્રસંગને એ પોતાના વાક્યથી હળવો બનાવી શકતો. આ કલા ઘણાને સાધ્ય હોતી જ નથી; એટલું જ નહિ, આપણે જ્યારથી સાથે રહેવાની કલા ગુમાવી છે, ત્યારથી આપણા જીવનમાંથી સુંદર રીતે વાક્ય રચવાની ને બોલવાની કલા પણ નાશ પામી છે. એ કલા જે જાણે છે તે જીવનના અટપટા પ્રસંગોને જાળવી લેવાની કુનેહ ધરાવતા હોય છે. શ્યામલાલમાં આ કલા હતી. અને એ કલાને એણે આકર્ષક લાગે એટલે દરજ્જે ખીલવી હતી. ઉદાહરણ તરીકે એ તમને એમ નહિ કહે કે ચાલો હું જાઉં છું, તમારે આવવું હોય તો : એ આમ બોલશે, ભાઈ, તમે મારી સાથે અત્યારે આવી શકો ખરા? પૂર્વકાલના સંસ્કૃત-યુગમાં રહેતો હોય — કે જાપાનમાં રહેતો હોય તો શ્યામ-લાલ નામ કાઢે. એ કોઈ દિવસ કેસરને એમ નહિ કહેવાનો

કે હું આટલું કાપડ તમારે માટે લાવ્યો છું. ખરી રીતે એમ કહેવામાં સ્ત્રીની માનહાનિ પણ રહી છે. એ એમ બોલવાનો: 'આ 'ડીઝાઈન' મેં પસંદ કરી છે ખરી, પણ મારું જ્ઞાન એમાં ઊંડાં જેટલું: હવે તમે જુઓ તો, તમને કેમ લાગે છે ?'

આથી કેસરને શ્યામલાલ પ્રતિ જે આકર્ષણ થયું તેમાં પુરુષ પ્રત્યેના આકર્ષણ કરતાં સજ્જન મિત્ર તરફના આકર્ષણનો ભાવ વધારે હતો. એ બન્નેને એમ લાગે કે સાથે બેસીએ: વાતો કરીએ: નિર્દોષ હાસ્યવિનોદ કરીએ: અને એમ પણ લાગે કે એ બન્ને જણા સિવાય ત્રીજો એમાં કોઈ ન હોય તો સારું. એ આકર્ષણ એક રીતે 'કલાની ખાતર કલા' જેવું હેતુવિહીન હતું એમ કહી શકાય.

કેસર જેમ જેમ શ્યામલાલ સાથે વધારે ભળવા લાગી, તેમ તેમ એની બહેનપણીએ એનો સંગ તજવા માંડ્યો. બહેનપણી નોકર હતી. અને એને નોકરીમાં પ્રતિષ્ઠા એ જ પાયો હતો. શ્યામલાલ અને કેસર વધારે ને વધારે સાથે હરવાફરવા લાગ્યાં. શ્યામલાલ પાસે પણ પૈસો ઠીક હતો. કેસરને ધારત તો એ ગુમ કરીને રખાત તરીકે રાખી શકત. પણ એના મનમાં એ ક્ષુદ્ર વિચાર આવ્યો જ નહિ; એણે કેસરને પોતાની સાથે રાત્રે ફરવા આવતાં ઘણી વખત છરો લેતાં જોઈ હતી. તે એ જોઈને ચોંકી ઊઠતો. અને પોતાની લાક્ષણિક શૈલીથી હસતો પણ ખરો કે, 'આ હથિયારથી ભલે તમે રજપૂતાણી જેવાં લાગતાં હો, પણ તમારી સૌમ્ય મુખમુદ્રા સાથે ને આ અલ્પવજની શરીર સાથે એ સંગત નથી.' કેસર હસીને બોલતી: 'એ તમે નહિ સમજો!'

કેસરની ફિલસૂફી જો શ્યામલાલે જાણી હોત તો એ કદાચ એની સાથે જવાનું જ છોડી દેત.

'આ જમાનામાં સ્ત્રીપુરુષો એકબીજાં સાથે મળે એ અનિવાર્ય છે. એ મિલનમાં જ્યાં સુધી અમુક મર્યાદા હોય છે ત્યાં સુધી એ સંસ્કારી મિલન લાગે છે. પણ સાધારણ રીતે બન્નેના સ્વભાવમાં રહેલી વૃત્તિઓ એમને અકાલે અકસ્માત્ કોણ જાણે ક્યાં ને ક્યાં ખેંચી જાય છે. એ વખતે જો પુરુષની સામે દેખાવ પૂરતી પણ સ્ત્રી જુદ્ધ-વેષ રાખી શકે તો મોહની ભૂમિકા વધારે આગળ વધતી અટકે: અથવા એ વાતાવરણ જ ન રહે. માટે સ્ત્રીએ પુરુષ સાથે ફરતાં — લાડ, ઘેલાં કાઢવાં, હાસ્યવિનોદમાં સરી પડવું, એ સઘળું કરતાં પોતાની જાત ઉપરનો સંયમ ખોવો ન જોઈએ. પુરુષને આકર્ષણમાં ખેંચીને પછી એના તરફથી સંયમની આશા રાખવી વ્યર્થ છે. કુદરતી રીતે જ પુરુષ વધારે અસંયમી છે. માટે સ્ત્રીએ, આ જમાનામાં, હળતાં-મળતાં, ને પુરુષની સાથે ભળતાં, પોતાના સ્વભાવમાં વેવલા-વેડા ન લાવતાં, ડહાપણનું કે તત્પરતાનું વાતાવરણ લાવવું જોઈએ. કેસર પોતાની ફિલસૂફી પ્રમાણે બતાવત કે, એટલા માટે હું આ છરો સાથે રાખું છું. એ કોઈને મારવા માટે નથી. પણ એ એક એવું વાતાવરણ રચે છે કે જેથી સ્ત્રી પુરુષ સાથે, જેને વિલાસોત્પાદક અભિનય કહીએ તે કરતી અટકી પડે છે: ને પુરુષ પણ એવી સ્ત્રીમાં કાંઈક પોતાનો જ ભાવ નીરખીને પોતાની જાત ઉપર વધારે ચોકી રાખતાં શીખે છે.'

કેસરની આ ફિલસૂફી ભલે ખોટી હોય, પણ એ છરો

સાથે રાખતી એ વાત સાચી હતી. એથી શ્યામલાલ પણ, કેસર—સ્ત્રી સાથે ફરે છે એવા વાતાવરણમાં રહેવાને બદલે —પોતે કોઈ એક કેસર સાથે ફરે છે એટલું જ અનુભવતો.

અને એનું એક બીજું પણ કારણ હતું. એક વખત કેસર શાકબજારમાં ગઈ ત્યારે ત્યાં એક સાધારણ કાછિયો એક વાઘરણ સાથે વાત કરી રહ્યો હતો. તેમાંથી એને જાણવાનું મળ્યું કે આ કાછિયા પાસે એક મોહના રહેતી હતી. અને છતાં પોતે પરણેલો હોવાથી, મોહનાની સાથે રહેવા છતાં, કેવળ મૈત્રી ભાવનો વ્યવહાર જ એ રાખી રહ્યો હતો.

'મને ખબર નહિ હો, બે'ન! મેં કીધું હશે, બિચારો કોઈ દુઃખી છોકરો, આવો રૂપાળો છે, મફતનો કોક હેરાન કરશે એના કરતાં ભલે મારી ભેગો રહેતો,' કાછિયો વાઘરણને કહી રહ્યો હતોઃ 'પછી તો એ મારી ભેગો રહે. ખાયપીએ મજો કરે. મને પણ કાંઈ બીજી ગતાગમ નહિ. મારી ઉમ્મર પણ નાની. એક દિવસ અચાનક મને સપનું આવ્યું. ને મારો હાથ એના શરીર ઉપર પડી ગયો. પણ હું જાગ્યો ત્યારે ધ્રાંધો હતો. અત્યાર સુધી તો અજાણપણાની મીઠાશ હતી. તે ચાલી ગઈ. હું કોઈ જુવાનડી સાથે એકાંતમાં છું એ ભાનથી બેબાકળો થઈ ગયો. વખતે જાત ઉપર કાબૂ નહિ રહે એમ ધારીને હું તો એ રાતે બહાર જઈને સૂઈ રહ્યો.

સવાર પડતાં મેં છોકરાને કહ્યું: "મસ્તાન! તું કહે ન કહે પણ તારા પગ બૈરીના છે!"

છોકરો હસી પડ્યોઃ "ના રે!"

હવે તો મને ચોખ્ખું લાગવા માંડ્યું કે આ મીઠાશ પણ બૈરીના અવાજની છે. જ્યાં સુધી હું અજાણ હતો ત્યાં સુધી કાંઈ ખબર જ ન પડી. ખરી રીતે એ છોકરી હતી—ને મારી સાથે આવીને રહેતાં હવે સાથે જ રહેવા માગતી હતી—પણ એ છોકરી છે એ ભાન મને ન હતું—ને મારા મનને તો એ છોકરો હતો, ત્યાં સુધીની મીઠાશ જુદી હતી. હવે તો દર ઘડીએ એનો અવાજ—એના પગ—એની હથેળી—એના ગાલ—દરેકે દરેક વાત મને ખેંચવા લાગી.

પણ મારે તે કાંઈ એની હારે ઘર સંસાર થોડો માંડવો હતો ? એટલે મેં એને એક જુદી ઓરડી લઈ ત્યાં રાખી. ત્યાં પણ અમે અઢી વરસ સાથે રહ્યાં, પણ એક દિવસ એવો નથી આવ્યો કે મેં એને લલચાવી હોય: કે એણે પણ મને લલચાવવાનું કર્યું હોય. હવે તો હું પરણ્યો છું. ભગવાન કિરપાથી છોકરાં પણ ઘેર છે. ને હજી સુખેદુ:ખે અમે હળીએમળીએ છીએ—ને અમારો ચોખ્ખો દોસ્તીદાવો ચાલ્યાં કરે છે. પણ એને બીજે પરણવું નથી. મારા મનને એ વાતનું દુ:ખ છે—પણ ઈશ્વર નભાવે ત્યાં સુધી અમારો ભાઈબહેનનો વે'વાર ચાલુ રહેવાનો છે. મને હરેક ઘડીએ લાગે છે કે એક એવું વાતઠેકાણું છે કે જ્યાં હું ગમે તે પળે જઈને બેસું તો બધું ભૂલી જાઉં !'

કાછિયાની આ વાતે કેસર ઉપર એવી અસર કરી કે એ પણ પોતાના જીવનમાં જાતચોકી જેવી વસ્તુ હોઈ શકે એ સમજી ગઈ. ત્યાર પછી એણે એ પણ જોયું કે, નિત્યના જીવનસંગ્રામમાં પડતી સ્ત્રીઓ વિનોદ—મશ્કરી—

આનંદ એ સઘળાંની રેખા ને મર્યાદા—એવી સારી રીતે આંકી શકતી કે એને એક કલા જ કહી શકાય. એથી કરીને કોઈ પણ પુરુષ અમુક મર્યાદાનું ઉલ્લંઘન કરવાની શક્તિ ધરાવતો જ નહિ: ને એ રીતે સ્ત્રીઓ પોતાનું વર્ચસ્વ સ્થાપી શકતી.

કેસરને શ્યામલાલ સાથે એવી ગાઢ મૈત્રી થઈ કે તે બન્ને લગભગ સાથે જ હોય. જે વખતે મુંબઈની રજની શરૂ થાય ત્યારે એમનો દિવસ શરૂ થાય. બન્ને જણાં સાથે ફરે. દરિયાકિનારે ઊછળતા તરંગો જુએ. સિનેમામાં જાય. નાટક જુએ. હરે, ફરે ને મજા કરે. અને છતાં એમની વચ્ચે એક એવી તો સુંદર દીવાલ રચાઈ ગઈ હતી કે બન્ને પોતાનું વર્ચસ્વ જાળવી રાખે.

અને એવી રીતે થવામાં શ્યામલાલનો પણ હિસ્સો ન હતો એમ નહિ. તે આનંદી, શોખીન, ઉદાર, સુંદર માણસ કેસરમાં એવી તો તેજસ્વિતા જોઈ રહ્યો હતો કે, જેવી એણે ક્યાંક જોઈ ન હતી. એની આંખ ફરે ત્યારે એ રજપૂતાણી જેવી લાગી જતી. હસે ત્યારે કેવળ નિર્દોષ બાળક જેવી. એનું સ્મિત જોવા તમારે શાંત સરોવર પર રમતી અનિલલહરી કલ્પવી પડે. ને છતાં એનું સાન્નિધ્ય —તમને એટલું પ્રીતભરેલું લાગે કે તમે એના સાળુની સુગંધીથી આઘા ખસી શકો જ નહિ. કોઈક જ નારીમાં મળે છે એવી સ્થાયી મોહિની કેસરમાં હતી.

જુહુના અત્યંત સુંદર દરિયાકિનારાની ભીની રેતીમાં એમણે કાંઈ નહિ તો હજાર વખત પગલાં પાડ્યાં હશે. પરીક્ષાનાં પેપર પણ જુહુના દરિયાકિનારાની 'રાવટી'માં

ભૂલી જનારાની કેટલીય રાત્રિરમણની વાત એમણે સાંભળી હશે. એમણે પણ એવી રાવટીમાં રહીને એવી સુંદર રાત્રિઓ ગાળી હતી — કે જેમના સ્મરણ માત્રથી જીવનને નવો સ્વાંગ મળે. એ ખરા અર્થમાં મિત્ર હતાં.

૪

પણ વ્યક્તિ ગમે તેટલી તેજસ્વી હોય, તરંગી હોય, પવિત્ર હોય કે અપરંગી હોય—એણે સંસારરચી મર્યાદાઓનો સ્વીકાર કરવો જ રહ્યો. શ્યામલાલ—અને કેસરના આ સઘળા વ્યવહારને એક જણ ગુપ્તપણે નીરખી રહ્યો હતો. કેસર ભાગી ગઈ—પણ એથી કિશોરીલાલના હૃદયમાંથી એ સ્થાનભ્રષ્ટ થઈ ન હતી. એના હૃદયમાં એ પ્રિયતમારૂપે નહિ પણ સ્ત્રીરૂપે હતી. એટલે જે સંસારમાં એ હતો એ સંસારનાં સઘળાં બંધન સ્વીકારીને એ હસતાં હસતાં એને ચરણે રહ્યાં કરે એ એની ઈચ્છા નાશ પામી ન હતી. એને કેસર સાથે સંસાર ચલાવવો હતો. અને આંહીં કેસર તો શ્યામલાલ સાથે ફરી રહી હતી. એ એમના વ્યવહારના સઘળા ફોટોગ્રાફ લઈ રહ્યો હતો. બની શકે તો એ શ્યામલાલને સંડોવીને પૈસા કઢાવવા માગતો હતો.

અને આખરે બન્યું પણ એમ જ. ઘરેણાંગાંઠા સાથે કેસરનું અપહરણ કરી જવાના મુદ્દા ઉપર ન્યાયકોર્ટનો એણે આશરો લીધો.

જ્યારે ન્યાયકોર્ટની વાત આવી ત્યારે કુદરતી રીતે શ્યામલાલ આ વાતમાં સંડોવાવા તૈયાર ન હતો.

એટલે તો પછી સમાધાનની વાત ચાલી. કિશોરી-

લાલ તો સટ્ટાબાજ માણસ હતો—એટલે કંચન ને કામિની બન્ને મળી જાય તો એ ન્યાય માટે ખાસ આતુર ન હતો.

અંતે ઘરમેળે સમાધાન થયું. શ્યામલાલે કિશોરીલાલને ખરચ આપ્યું. ને કેસરને સમજાવીને પાછી કિશોરીલાલે લઈ જવી એમ ઠર્યું. એ પ્રમાણે કેસર કિશોરીલાલને સોંપાણી.

૫

જે રાતે કિશોરીલાલ કેસરને મળવા આવ્યો તે રાત્રિ એણે પછી જીવનભર યાદ કરી. પોતાના મોટા ચળકતા છરા સાથે કેસર ઊભી હતી—અને એનાં સઘળાં ઘરેણાંનો ને શ્યામલાલ પાસેથી મેળવેલા પૈસાનો ઢગલો પલંગ ઉપર કરી રાખ્યો હતો.

કિશોરીલાલ આવ્યો ત્યારે એણે એક જ ટૂંકો શબ્દ કહ્યો: 'આ સઘળું લઈ લ્યો!'

કિશોરીલાલ તેની સામે જોઈ રહ્યો. એ વ્યવહારુ ડાહ્યો માણસ હતો. એક તો આ નારી સાથે રહીને બેઆબરૂ બન્યો હતો. હવે તો શ્યામલાલની સાથે હળી ગયેલી થયા પછી એને રાખવી એમાં એને કાંઈ બહુ સાર પણ લાગ્યો નહિ.

એણે સઘળાં પૈસા ઘરેણાં લઈ લીધાં.

'લઈ લીધાં.—હવે?' તે બોલ્યો.

'બીજું તમારે શું જોઈએ છીએ?'

'કેમ? તું મારી બૈરી નથી?'

'છું.'

'તો પછી —?'

'તો પછી શું કરવાનું છે? તમે તમારે માર્ગે જાઓ. મારો માર્ગ હું મેળવી લઈશ. મને રાખીને તમે બેઆબરૂ થશો—'

'તારે શું કરવું છે?'

'મારે હવે આંહીં રહેવું નથી.'

'ને મારી બરી રહેવું છે? આંહીં રહેવું નથી ને મારી પાસે ભરણપોષણ લેવું છે?'

'મારે કાંઈ લેવું જ નથી. ક્યાંય રહેવું પણ નથી. હું મારે માર્ગે ચાલી જઈશ. તમે હવે વચ્ચે ન આવતા.'

'નહિતર?'

'નહિતર કાંઈ નહિ. પણ તમને સંસાર ને આબરૂ વહાલાં નથી?'

'ને આ છરો—એ શું તેં મને મારવા રાખ્યો છે?'

'ના, પણ મારી જાતને તો હું હણી શકું છું નાં?'

કિશોરીલાલે એના કહેવા પ્રમાણે કરવામાં વ્યવહાર ને આબરૂ સચવાતાં જોયાં; ને પોતાને આ મુશ્કેલ પરિસ્થિતિમાંથી મુક્ત થતો જોયો. એટલે એણે વધારે આનાકાની ન કરતાં બીજે દિવસે કેસરને મુંબઈ જવા દીધી.

૬

કેસર મુંબઈ પાછી આવી.

તેનું મન શ્યામલાલ ઉપર હતું.

શ્યામલાલને ત્યાં ગઈ. ને બન્ને જણાએ પાછી જૂની મૈત્રી સાધી લીધી. જાણે વચ્ચેનો પ્રસંગ બન્યો જ ન હોય

તેમ બન્ને મળી ગયાં. પણ એ વચ્ચેના પ્રસંગની ગાંઠથી બન્ને એક રીતે નબળાં તો બન્યાં જ હતાં. કારણ કે તેમના હવેના જીવનમાં એક પ્રકારનું મનોમંથન જન્મ્યું હતું. ને તેઓ એકબીજાનાં ન હતાં માટે છૂટાં થયાં તેથી હવે તેમણે એકબીજાના થવું જોઈએ એવું બીજ જન્મ્યું હતું.

પછી એક દિવસ જ્યારે એમણે જુહુના દરિયાકિનારાની સફર કરી ત્યારે ધાર્યા કરતાં વધારે લાંબો વખત બન્ને જણાં કિનારે કિનારે રખડયાં.

આજે બન્ને જણાં કાંઈક ગંભીર પણ હતાં: ને વાતવાતમાં અકારણ હસી પણ પડતાં હતાં.

બન્નેનાં અજ્ઞાત મન જાગીને એમને એકબીજાં પ્રત્યે વધારે ને વધારે આકર્ષી રહ્યાં હતાં. એમને ખબર ન હતી — પણ ધ્યેયને ન વરેલું એકાકી જીવન તો પોતાના થાકથી જ પોતે હારી જાય છે—અને થાક ઉતારવા માટે પણ બીજો નવો માર્ગ શોધે છે. એ પ્રમાણે આજે કેસરના ખભા ઉપર શ્યામલાલનો હાથ પડ્યો ત્યારે, તે પહેલાં ઘણી વખત કેસરે શ્યામલાલનો હાથ પકડ્યો હતો તેમાં અને આજે પડેલા હાથમાં—ઘણો તફાવત હતો.

એ તફાવતની જાણથી કેસર ગંભીર બની ગઈ હતી, અને વળી વ્યગ્ર પણ હતી.

આજે એ બન્ને હસતાં હતાં, તેમાં એમને પોતાને સમજણ ન પડે તેમ કાંઈક વધુ અર્થ હતો.

રાત્રે જ્યારે તેઓ નાળિયેરીના ઝૂંડમાંથી પાછાં ફરી રહ્યાં હતાં, ત્યારે ચંદ્રમાના અજવાળે શ્યામલાલે કેસર સામે જોયું.

કેસર બોલી નહિ. પણ એણે નીચું જોયું. એ બન્ને

જણાં એક રાવટી તરફ ચાલી રહ્યાં હતાં. એમને ખબર ન રહી—પણ બન્ને એમાં જ જવાનાં હતાં.

*

ત્યાર પછી ત્રણ દિવસ સુધી કેસર આવી નહિ ત્યારે શ્યામલાલ એને મળવા નીકળ્યો. તેણે શોધ કરી ત્યારે કેસરનો પત્તો લાગ્યો. આજે બન્ને જણાં તે રાત્રિના પ્રસંગ પછી પહેલી વખત મળ્યાં હતાં. બન્ને બોલ્યાં નહિ—પણ તેમને કહ્યા વિના સમજાઈ ગયું કે તેમની વચ્ચે જે સુંદર દીવાલ હતી તેમાં હવે એક એવો ભયંકર પડછાયો પડી ગયો છે કે, હવે બન્ને જણાં પાસે પાસે ઊભાં છે ત્યારે શ્યામલાલ ને કેસર જેવાં લાગવાને બદલે—કાંઇક બીજાં જ લાગે છે. પરણેલાં વરવધૂ હોય કે પ્રીતમ ને તેને શોધનારી અભિસારિકા હોય, એમની વચ્ચે આવા પ્રસંગને લીધે જે એક પ્રકારનું ખુશનુમા વાતાવરણ ફેલાઈ જાય તેવું કાંઇ તેમની વચ્ચે ન હતું. અને તે જ વખતે બન્નેને લાગ્યું તેમણે કાંઇક એવું ગુમાવી દીધું હતું કે જે હવે શોધવાથી મળે તેમ ન હતું અને જે ગમે તેટલા પ્રયત્ને પાછું ફરે તેમ ન હતું.

કેસર બોલ્યા વિના ઊભી જ રહી.

શ્યામલાલ પણ કેસરને બોલાવવા આવ્યો હતો છતાં બોલી શક્યો નહિ.

કેસરની આંખમાંથી રજપૂતાણીનું ગૌરવ ચાલી ગયું હતું શ્યામલાલના સ્વભાવમાંથી જાણે એની સઘળી રસિકતા ચાલી ગઇ હતી. બન્નેએ સ્મિત કર્યાં—પણ એ અકાળે ને લુખ્ખાં

લાગ્યાં. હસવા પ્રયત્ન કર્યો પણ એ પ્રયત્નમાં જ જાણે મશ્કરી હતી. બોલવા યત્ન કર્યો—પણ શબ્દો જ જાણે આવ્યા નહિ.

એમને શું જોઈતું હતું એ પણ એમને ખબર ન રહી.

છેવટે શ્યામલાલ બોલ્યો: 'હું તમને સાંજે બોલાવવા આવું?'

કેસર તેની સામે જોઈ રહી: પછી તેણે ધીમેથી ડોકું ધુણાવીને ના પાડી: ને તે ઘરમાં જતી રહી: જતાં જતાં એ બોલી ગઈ: 'શ્યામલાલ, હું તમારી પાસે ને તમે મારી પાસે જે રૂપે હતાં એ રૂપ નાશ પામ્યા પછી હવે આપણામાં કોઈ એવું સ્થાયી તત્ત્વ નથી કે જે આપણને સાથે રાખી શકે. આપણી વચ્ચેનું એક સ્વપ્ન નાશ પામ્યું છે: ને બીજું જન્મે તેમ નથી: સ્ત્રીને પતિ મળી શકે, પુરુષ મળી શકે, પણ એને ક્યારેય મિત્ર નહિ જ મળે!'

શ્યામલાલ ધીમે શાંત પગલે પાછો ફર્યો, પણ એના મનમાં એક જબરજસ્ત પ્રશ્ન આવી રહ્યો હતો: 'હવે આ કેસર શું કરશે?'

ને એ પ્રશ્નના જવાબમાં જ જાણે હોય તેમ કોઈ નારી એની સાથે અથડાતી ચાલતી ગઈ: તે ઉપાલંભ આપતી હતી છતાં હસી રહી હતી: 'દેખતા નથી કે શું?'

# તેજછાયા

એવડી નાની છોકરીનું આ ભારેખમ નામ જરાક આશ્ચર્યજનક તો હતું જ. પણ એથી વધારે આશ્ચર્યજનક તો એનો સ્વભાવ હતો. જ્યાં સુધી કામ બગાડી શકાય ત્યાં સુધી એ સુધારવામાં માનતી નહિ. એક તો આટલી નાની ઉમ્મરમાં—મોટી મા હોય તેમ એ એકએ છોકરાં સાચવતી ને વધુમાં એની મા એને ઢીબતી તે નફામાં. સૌથી મોટા થવામાં ઘણા લાભ હશે, પણ ચંદનગૌરીને ભાગ તો ગેરલાભ જ આવ્યા હતા. એની મા એને સૌથી છેલ્લો ને નાનામાં નાનો ભાગ આપે. એ તો સારું હતું કે ચંદન માથાની મળી હતી, એટલે મા આડીઅવળી થાય, ત્યારે કોઈને ખીજવીને, કોઈને રોવરાવીને, કોઈને ધમકાવીને સૌના ભાગમાંથી થોડું પડાવી લેતી, બાકી નહિતર તો એ બિચારીના ભોગ જ લાગે.

સાડાઆઠે ઊઠીને ગોપાળદાસનાં વહુ લક્ષ્મી દાતણ કરવા બેસતાં, ત્યારે ચંદન ત્યાં પાણીનો લોટો લઈને ઊભી રહેતી. પણ એ જો પાણીનો લોટો લઈને ઊભી રહેતી

તો લક્ષ્મી બોલતી: 'ઢોર જેવી નહિ તો ?—એમ ઊભી છે શું ? રાતનાં વાસણ અજીઠાં પડયાં છે. દેખતી નથી ?' પણ જો એ અજીઠાં વાસણ કાઢવા જતી તો લોટો લઈને ઊભી ન રહેવા માટે લક્ષ્મી એને કહેતી: 'લ્યો આવ્યાં બાઈ-સાહેબ ! હવે પાણીનો લોટો લાવો—પછી વાસણ કાઢજો.'

આ બહુવચનનો માનાર્થે થતો પ્રયોગ ચંદનને તો હૃદયમાં શલ્યની પેઠે સાલતો, પણ એની મા એને ઘેર ધમકાવતી એ વાત એને બરાબર યાદ રહી ગઈ હતી. અને એના હરેક કાર્યનું સહજ વલણ તો એના હૃદયમાં ઘર કરી બેઠેલા એ વિચારને અવલંબીને નિશ્ચિત સ્વરૂપ પકડતું. એની મા એને સૂતા પહેલાં હમેશાં કહેતી: 'છોકરી, કાલ સવારે ઊઠીને વહેલી જાજે—નહિતર મારી સાસુ, તારું ચામડું ઊતરડી નાખશે ! ને ધ્યાન દઈને કામ કરજે, નહિ-તર મારી 'સોખ' તને કાઢી મૂકશે તો પછી આ ખાશે શું ?' ને એમ બોલીને એની મા એને નંબર એક, બે, ત્રણ, ચાર,—એમ સવા સવા વરસને અંતરે આવેલાં ચાર બચ્ચાં બતાવતી. એને વયના ક્રમમાં ગોઠવો તો છ, સવાસાત, સાડાઆઠ, દસ—એમ ક્રમ આવે. ચંદન લગભગ બાર-તેરની. એટલે માએ રાત્રે કહેલી આ વાત—એ જ્યારે આંહીં ગોપાળદાસને ઘેર કામ કરવા આવતી ત્યારે—એને હૈયે રહેતી. અને એ કાંઈ સમજતી ન હોય તેમ જડ પૂતળાની પેઠે કામ કરતી. માત્ર એ એટલું જ ધ્યાન રાખતી કે ગોપાળદાસની વહુ લક્ષ્મી, ખાતરીપૂર્વક દેખે તેમ ન હોય ત્યારે સોપારીનો કકડો મળે તો તે, લવિંગ મળે તો તે, ઊનનો દોરો મળી જાય તો તે, ને કોઈ વખત, રખડતી

વાઘરણુ રૂડકીની પાડેલી એકાદ કઢંગી એકઆની મળી જાય તો તે—જે હાથમાં આવે તે લઈ લેતી, ને પોતાના મહાન ખિસ્સામાં પધરાવી દેતી. એવી રીતે એક વખત એક એકઆની મળી ગઇ ત્યારે એ ચાર દિવસ સુધી, બપોરે બારથી બેની રજા મળતી હતી છતાં, માને એમ કહીને બહાર નીકળી જતી કે, આજે સાહેબની વહુ વહેલી બોલાવે છે—ટેબલ ધોવું છે માટે—ને એવી રીતે બહાર નીકળીને એક પૈસાના દાળિયા લઈ, સાબરમતીની રેતીમાં, આસોંદરાના ઝાડ નીચે બેસીને ખાઈ લેતી. એ વખતે ત્યાં એવી જ રીતે ખાવા આવતા ભીખલા સિવાય બીજું તે કોણ હોય ? એ એનો છૂપો આનંદ એને નિત્યના કામમાં પણ ત્વરિત બનાવી દેતો. ને ગોપાળદાસની વહુને પણ એ વખતે કહેવું પડતું કે, 'નંદુડી! તારી છોકરી તો હમણાં બહુ જીવરી થઈ ગઈ છે!'

ચંદન એ વખતે કાંઈ બોલતી નહિ પણ કોઇ બીજી ભાગ્યવાન રસળતી એક આની કે પાઈ પૈસો મળી આવે માટે લૂગડું લઈને ચારે તરફ ઝાપટવા મંડતી ને ખાસ કરીને તો ગોપાળદાસના પેલા મકાનના નકશા ને ફૂટપટી ને એવું એવું પડયું રહેતું ત્યાં વધારે ફરતી. એને ખાતરી હતી કે, ગોપાળદાસની વહુ તો એક પાઇ પણ ક્યાંય રહેવા દે તેવી નથી, પણ ગોપાળદાસને હમણાં, એકદમ અઢીસોના એન્જિનિયરમાંથી, સાડાત્રણસોના એન્જિનિયર થવાનો જોગ મળી ગયો હતો, એટલે કોઇક વખત એનાથી અજાણતાં એકાદ પૈસો રડચોખડચો પડી જતો ખરો.

ગોપાળદાસની વહુ લક્ષ્મી—એનું ઘરમાં ચલણ બહુ

હતું. એ હતી તો ત્રણ ચોપડી ભણેલી—ને સાહેબ બોલતાં ન આવડતું એટલે 'છા'બ' કહેતી, પણ ગામડાની હોવાથી, શરીરે ભરાઉ ને વજનદાર હતી. ગોપાળદાસ એટલી તો ગરીબીમાં ભણ્યો હતો કે એનામાં પોતાની અવહેલના કરવાની સાહજિક વૃત્તિ આવી ગઈ હતી. એટલે એ પોતાની જાતને લક્ષ્મી પાસે શરૂઆતથી નાની ગણવા લાગ્યો હતો. ને એમ કરતાં ખરેખર નાનો બની ગયો હતો. એટલે ઘરમાં માણસ રાખવું, કાઢવું, શું કરવું, કેમ કરવું, એ સઘળી વ્યવસ્થા લક્ષ્મીના હાથમાં હતી. નંદુડી ને ચંદન લક્ષ્મીનો પડચો બોલ ઝીલી લેતાં. સાડાઆઠે લક્ષ્મી ઊઠે ત્યાં ચંદન ઊના પાણીનો લોટો લઈ ઊભી જ હોય—છતાં નંદુડીનો વર મિલમાં કામ કરતો તેને કઢાવી મૂકવાની ધમકી દિવસમાં એકાદ વખત તો લક્ષ્મી આપતી જ આપતી. અને એનું કારણ હતું. એ જ્યાંથી આવી ત્યાં સૌ મોટાં, નાનાંને વશ રાખવા માટે ધમકી આપતાં. એની માને એનો બાપ ધમકાવતો : એની મા છોકરાંને ધમકાવતી : છોકરો છોકરીઓને ધમકાવતો : છોકરીઓ રબારીને ભેંશ મૂકવા જાય ત્યાં ધમકાવતી; રબારી ભેંશને મારતો : અને એમ ને એમ એ અમંગલચક્ર ફર્યા કરતું. એટલે ગમે તેટલું ચંદન કામ કરે કે નંદુડી કામ કરે છતાં લક્ષ્મીને પ્રસન્ન કરવી એ સહેલું ન હતું.

પણ લક્ષ્મી ધમકાવે ને ગોપાળદાસને કહે પણ ખરી કે હવે નંદુડી કામ કરતી નથી હો—તમારે એના ધણીને ઠીક પડે તેમ કરજો—છતાં એ ધમકી સરવાળે ક્રિયાત્મક રૂપ લેતી નથી, એ જોઈને મા–દીકરી બન્ને એક વાત શીખી ગયાં કે બન્ને જડ બની ગયાં. એમણે અપમાનને કોઈ દી ગણકાર્યું

નહિ. વખતે લક્ષ્મી ચંદનને મારે તો નંદુડી એનો પક્ષ કરવાને બદલે એને જ ઠપકો આપે : ' લે ! રાંડ ! બાઈ સા'બનું માનતી નથી ?' અને મારે પણ ખરી. એવું બન્યું હોય તે દિવસે બપોરે સૌ ઘેર ખાવા બેસે ત્યારે ગોપાળદાસને ત્યાંથી આવેલું ચારપાંચ ફોડવાનું મૂલ્યવાન શાક ચંદનને જ મળતું ! નંદુડી કાંઈ બોલી તો શકે નહિ—પણ એ શાક એની થાળીમાં ગુપચૂપ મૂકી દે ને એની સામે જોઈ રહે !

માની આ બોલ્યા વિનાની પ્રીતિ જોઈને અને એનું સવારનું વર્તન સંભારીને ચંદનની આંખમાંથી, કહ્યા વિના આંસુ પડી જાય. પણ પછી બન્ને મા–દીકરી ગુપચૂપ ખાવા મંડે !

માની આ મૌન પ્રીતિ—જે આટલી અંધારી ધરતી વચ્ચે પણ પોતાનો પ્રકાશ પાથરી રહી હતી—તેણે ચંદનને આટલું તો શીખવ્યું જ હશે કે કેટલીક વખત પોતાની જાતને કાંઈ જ ન ગણવામાં કાંઇક છે; નહિતર, આ છોકરી, જે એક પૈસાના દાળિયા ખાવા માટે મરતી, તે વળી હમણાં નંદુડી માંદી હતી ત્યારે, બપોરે સાહેબને નાસ્તો દેવા જાય એ વખતે, એકાદ બિસ્કીટ ને થોડી ચા—એક ડબલામાં કાઢીને—રસ્તામાંથી જ પોતાની માને પહોંચાડતી જાય, ને વખતની ખબર ન પડે માટે શ્વાસ ભરાઈ જાય એટલા વેગથી આખે રસ્તે ચાલે—એ કેમ બને ?

નંદુડી માંદી રહી ને દરમ્યાન ચંદન નિયમસર કામ કરવા આવતી. ને પોતાની ચકોર દૃષ્ટિથી જોયા કરતી ને મનમાં ઇચ્છતી કે ચોરસ બેઆની મળે—ને ખડબચડી એકઆની ન મળે તો સારું ! નંદુડી માંદી હતી—ને ચાર ચાર

છોકરાંને સાચવવાં, કામ કરવું, લક્ષ્મીને પ્રસન્ન રાખવી, નાસ્તાની ચોરી કરીને માને ચા પાવી, અને એ સઘળું કરતાં છતાં ન કરવું—એ અનેક રૂપ આ નાની છોકરી પોતાની સહજ રક્ષણ કરવાની વૃત્તિથી પ્રેરાઈને ભજવી રહી હતી. પહેલાં જેમ નંદુડી કરતી તેમ જ એ કરવા લાગી હતી. નંદુડીનો હક્ક ખરી રીતે એક પ્યાલા ચાનો—પણ કોઈક દિવસ—કોઈક જ દિવસ—એવું બને કે એને દોઢ પ્યાલો ચા મળી જાય તો નંદુડી તે દિવસે ચા નહિ પીવાની.

ચંદન મનમાં ખિજાતી કે આજે મા ચા પીતી નથી ને મને પણ પીવા દેતી નથી—પણ જ્યારે મા ઘેર જાય ત્યારે બધાં ય છોકરાંને ટીપું ટીપું મળે માટે એ ચા ઘેર લઈ જાય—એ ચંદન જોતી ને પછી કાંઈ જ ન બોલતી.

આજે હવે નંદુડીની જગ્યાએ પોતે આવી ત્યારે પોતે પણ એ જ પ્રમાણે કરી રહી હતી. એને ખબર ન રહી—પણ કોણ જાણે કેમ—એના મનમાં એમ જ સ્ફૂર્યું કે હવે હું ચા ઘેર લઈ જાઉં, ને આંહીં ન પીઉં !

પણ ખરો તાલ તો એક દિવસ આવ્યો કે જ્યારે ચંદને ખરેખર એક પાવલી ચોરી લીધી. એનો વિચાર તો પાવલી સંતાડી રાખવાનો હતો. ને પછી તક મળ્યે બે-ચાર દિવસે કોઈ ન સંભારે તો જ ધીમેથી ઉઠાવી જવાનો હતો. પણ એ કાંઈ નિશ્ચય કરે તે પહેલાં લક્ષ્મી આવી ગઈ ને ચંદને ગભરાટમાં પાવલી ખિસ્સામાં મૂકી દીધી.

બપોરે જ્યારે એ કામ કરવા આવી ત્યારે એનો વિચાર પાવલી પાછી લાવીને મૂકી દેવાનો હતો : એનું કારણ હતું. એને સાંભર્યું હતું કે પોતે જો કાંઈ પણ વાંકમાં આવશે ને

ગુનો કરશે ને નોકરી ખોશે તો માંદી માને સવાર બપોર ચા મળે છે તે પણ જાશે ને એના મનને મોટો આઘાત લાગશે. એટલે બને તો એ હમણાં સદ્‌ગુણી રહેવા માગતી હતી. દુર્ગુણી થવાની તક પછી લઈ લેવાશે—પણ હમણાં અથવા એને મન આ સદ્‌ગુણ દુર્ગુણ કાંઈ ન હતું—એને સાવચેત થયા વિના છૂટકો ન હતો. પણ બન્યું એવું કે જ્યાં એ ઘેરથી નીકળતી હતી ત્યાં જ એની માને પીંખી નાખતાં ચાર છોકરાં વળગ્યાં હતાં. ઘરમાં બીજું કોઈ હતું નહિ. એટલે ચંદન જવા નીકળી ત્યારે માએ કહ્યું : 'આ છોકરાંવને બે પૈસાના ડાળિયા આપતી જા—તો મને સખે રે'વા દ્યે!'

નંદુડી બોલતાં તો બોલી ગઈ ને છોકરાંએ તરત એના શબ્દો ઉપાડી લીધા, પણ પછી એને ખબર પડી કે ઘરમાં બે પૈસા પણ નથી. એટલે એ વખતે તો ચંદન બોલ્યા વિના ચાલી ગઈ. પણ ગમે તેમ કરીને બપોરે બે પૈસાના દાળિયા પહોંચાડી ગઈ. આ બે પૈસા તે પેલી પાવલી વટાવી તેના હતા.

ત્યાર પછી તો બીજે દિવસે સવારે પણ એણે એ જ પ્રમાણે બે પૈસાના દાળિયા લઈ દીધા હતા. આ બે પૈસાના દાળિયાએ છોકરાંઓને શાંત રાખ્યાં ને તેથી નંદુડીને એટલો આરામ મળ્યો કે તેનો મંદવાડ પણ હઠતો લાગ્યો—એટલે ચંદન પણ પાવલીની વાત ભૂલવા મથી રહી.

પણ પછી બીજે દિવસે સવારે ચંદન કામ કરવા આવી ત્યારે તો ઓશરીમાં પગ મૂકતાં જ 'ઓય મારી નાખી રે!' કરતી તે ભાગી. લક્ષ્મીએ એના કાનની બૂટ ઝાલી, પોતાના તરફ ખેંચીને એને વાંસમાં બે ગડદા લગાવી દીધા હતા.

ચંદનને મારનો તો હિસાબ ન હતો, પણ પેલી પાવ-

લીની વાતની જો લક્ષ્મીને ખબર પડી ગઈ હોય ને એટલા માટે એ મારતી હોય તો એ કાઢી મૂકશે એની બીકે એ ધ્રૂજી ઊઠી: એટલામાં ગજેન્દ્રમોક્ષના જેવી લક્ષ્મીની વાણી એણે સાંભળી:

'સાલ્લી! ભંગીને અડે છે — ને પાછી નાહ્યા વિના ઘરમાં આવે છે?'

ચંદનને સાંભર્યું, ગઈ કાલની પાવલી પોતે કોઈ દુકાનદાર પાસે વટાવવા જાય તો કુદરતી રીતે જ એ દુકાનદાર આંહીં આસપાસનો હોવાથી, વાતની બાતમી મળતાં વાતમાં ટેકો પુરાવનારો થઈ પડે, એટલે ચંદને બીજા કોઈને નહિ, ને ભંગીના છોકરાને સાધ્યો હતો. પેલો પૈસા ખખડાવતો હતો, તેની પાસેથી પોતે પાવલી આપીને પૈસા લીધા હતા. લક્ષ્મીની નજર બારીમાંથી—કે કોઈ જાણે શી રીતે આ પૈસા લીધા ઉપર નહિ, પણ ચંદન ભંગીના બીખુડા પાસે બેઠી હતી એના ઉપર પડી હતી, અને એણે એને મારી.

પણ ચંદનને મારનું આ કારણ મળતાં તો માર હળવો ફૂલ જેવો લાગ્યો. તે કાંઈક ઉત્સાહમાં બોલી ગઈ: 'હવે કોઈ દી નહિ અડું, બા!'

'કોઈ દી નહિ અડું—પણ ત્યાં કાલે શું કરતાં હતાં?'

પોતાને કારણ શોધતાં નહિ આવડે ને કાંઈક ગોટો વાળશે ત્યાં તો ફરી વિષ્ણુના વિમાન જેવો ગોપાલદાસનો અવાજ આવ્યો. 'એલી! ચંદી—પાણી લાવ, પાણી—મોડું થાય છે મોડું!'

'એલી પણ ધોઈને જાજે —'

'હા — બા —' કરતી ચંદન ચાલી ગઈ. ચાલી ગઈ શું — દોડી ગઈ.

પણ તેને પડેલા બે ધબ્બા એને એટલા તો સુંદર લાગ્યા હતા કે તે પોતાનું ચાલે તો લક્ષ્મીને જઈને કહે કે, હજી બે બીજા મારી લે, માવડી! પણ મહેરબાની કરીને પાવલીની વાત ભૂલી જાજે!'

પણ જો ગીધને મૂઆ ઢોરની ગંધ આવ્યા વિના રહે તો લક્ષ્મીને પાવલીની ગંધ આવ્યા વિના રહે. એણે સાંજે ચંદનને ઘેર જતી વખતે કહ્યું: 'છોકરી, કાલે તારી માને મોકલજે!'

'ઈને તો તાવ આવે છે, બા!'

'તો ય મોકલજે: અને નહિ તો, રહે—તું કાલ પાવલી ચોરી ગઈ છે નાં?'

'પાવલી?'

'હા, હા, પાવલી, સધની દીકરી! મારાથી કાંઈ અજાણ્યું છે? કાલ પાવલી આપી જજે—ને કાલથી કામે ન આવતી.'

ચંદન ઉપર મોટો ચિંતાનો ડુંગરો હતો—પણ તેણે અચાનક જ કહ્યું: 'પાવલી તો તમે મૂકી હશે ત્યાં જ હશે, બા! મેં કાંઈ નથી લીધી.'

'સારું. અત્યારે જા, કાલે વાત.'

ચંદન ચાલી તો ખરી, પણ એના પગમાં હજાર હજાર મણની બેડી પડી ગઈ હતી. સંધ્યાટાણું થઈ ગયું હતું ને અમદાવાદી ધુમાડામાં વીજળીના દીવાનો પ્રકાશ ઝાંખો થયો હતો. તે ચાલી—પણ તેના મનમાં પાવલી ક્યાંથી કાઢવી,—ને શી રીતે કાલે પોતે હતી ત્યાં જ પાવલી મૂકી દે તો બચી જાય—એ ચિંતા ઘર કરી રહી હતી.

તે થોડેક ગઈ ત્યાં કોઈક એની સામે ભટકતું ચાલ્યું અયું : ' અલ્યા કોણ એ ?'

'એ તો હું છું — ચંદી!'

'કોણ ભીખુડો?'

'હા.'

'અલ્યા, કેમ ભટકાતો હેંડ્યો ગ્યો?'

'આ તારી પાવલી ચાલતી નથી — તે પાછી લઈ લે ને મારા પૈસા પાછા દે!'

ભીખુડાએ પાવલી ધરી. ચંદનને તો એટલો હરખ થઈ ગયો કે તેણે ભીખુડાના હાથમાંથી પાવલી ઝડપીને લઈ લીધી.

ભીખુડે કહ્યું : 'પણ મારા પૈસા?'

'તારા પૈસા — કાલ હું નહિ આપી દઉં?'

'નો દે તો —'

'તારા હમ.'

'અરે જાને, મારા હમવાળી — તું મારી શું સગી થા'છ તે હમ પાળવાની છો?'

ચંદન પાવલી મળવાથી એટલી ઉત્સાહમાં આવી ગઈ હતી કે તે હસી પડી. અને આવા હસવામાં બીજો કાંઈ અર્થ નથી હોતો, એમ માનતો ભીખુડો એની સામે જોઈને હસી પડ્યો.

'શું કરવા એટલું બધું ખીખી કરી રહી છો?'

'તને જોઈને—' ચંદનને બીજો જવાબ સૂઝ્યો નહિ.

'તો કાલ આપીશ નાં પૈસા? નહિ આપ તો? આપ જઈ કાલ—' ભીખુડાએ હાથ લાંબો કર્યો. ચંદને તેના હાથમાં એક તાળી લગાવી દીધી, પણ તે હાથ પાછો ખેંચે તે

પહેલાં ભીખુડાએ એનો હાથ પકડી લીધો હતો. 'ચંદુડી—મારે પૈસા નથી જોતા — પણ આ રસ્તે હરોજ નીકળ'છ કાં?'

'હાવે, ચ્યમ?'

'તો—જો — કહું છું —' ભીખુડે આગળ આવીને તેના ગાલ ઉપર એક ચૂંટિયો ભર્યો—'આ કોના હારુ છે?'

'એ — ય!' ચંદન આઘી ખસી ગઈ.

'સાળી — પાછી એની પાસે ઊભી કે?'

ગોપાળદાસ ને લક્ષ્મી ફરવા નીકળ્યાં હતાં તેમણે ચંદનને ભીખુડા પાસે ઊભેલી જોઈને કહ્યું. લક્ષ્મીએ તો બરાબર એને ઊધડી લીધી. 'ચાલ — સાલી — ઘેર ચાલ. ને નળ નીચે બેસી જા —'

લક્ષ્મી આગળ ને ચંદન પાછળ ચાલ્યાં. ફરવાનું અધૂરું રહ્યું ને ગોપાળદાસ તો બૂમ મારતા જ રહ્યા. લક્ષ્મીએ તો ચંદનને નળ નીચે જ બેસારીને લૂગડાં સહિત નવરાવી.

પણ લક્ષ્મી જરાક આઘીપાછી થઈ કે ચંદને પોતાનું પોમચું કાઢી, બરાબર નિચોવી, પહેરી લીધું ને બીજાં લૂગડાં ધોઈ સૂકવી દીધાં. પછી ઘરમાં — 'બા! કાંઈ કામ છે કે હવે જાઉં?' એમ કહેવા ગઈ, ને તે વખતે એણે જ્યાંથી પાવલી જડી હતી, ત્યાં જરાક આઘે મૂકી દીધી.

ત્યાર પછી એ રજા લઇને ઘર ભણી ચાલી—રસ્તામાં પેલો ભીખુડો એક જગ્યાએ ઊભો હતો. તેણે તેને આવતી જોઇ ને તેની પાસે આવ્યો.

'ચંદુડી! કાં? શું થયું?'

ચંદન હસી પડી. એને આ નહાવામાં તાલ આવ્યો હતો, પણ તેથી વધારે તો પોતે પાવલી બરાબર મૂકી

દીધી છે, ને કાલે હવે નોકરી જવાની નથી, એ વસ્તુને લીધે તાલ આવ્યો હતો. એ આનંદમાં એ સહજ જ હસી રહી.

ભીખુડાએ તેને કહ્યું : ' કાલ્ય, મારા પૈસા લાવીશ કે ?'

' હોવે — ચીધું તો ખરું — '

' નીકર — હું તને અડશ હો ! '

ને કોઈ જુએ તેમ નથી એમ આડુંઅવળું જોઇને તેણે ચંદનનો હાથ પકડી લીધો: ' કાં અભડાઇ ગઇ ? '

'ના . . . રે !' એમ લહેકો કરતી ચંદન ચાલી. પણ તેના અંતરમાં એક ભયંકર વાત આવી રહી હતી: ' કાલ બે પૈસા આની પાસેથી માગી લઇશ ! '

બીજે દિવસે પાવલી તો જડી ગઇ, એટલે લક્ષ્મીએ ચંદનને વધુ ઠપકો ન આપ્યો પણ એની માને બોલાવીને ધમકાવી.

લક્ષ્મીએ ઘેર જઇને ચંદનને ઢીબી.

ત્રીજે દિવસે ચંદન ચા ચોરીને માને આપવા ન જતાં, ભીખલા પાસેથી બે પૈસા માગી દાળિયા લઇ, ખાવા માટે દોડી ગઇ.

# ચોકીદાર

## ૧

**માસ્તરને** ખબર ન હતી પણ તેર – ચૌદ વર્ષનો હસન એની પાછળ પાછળ ચાલી રહ્યો હતો.

આ ગામમાં એ હમણાં જ આવ્યા હતા. સ્વભાવે કડક હતા. દેખાવે જરા ગંભીર હતા. ભાષા એમની તીખી હતી. સીધી વાત કરવામાં માનતા. સીધો રાહ લેતા—ને સીધી રીતે કામ કરતા. એટલે એમને આંહી આવ્યાં થોડો વખત થયો ત્યાં એમની ગણના ખટપટીમાં થવા લાગી: ચાર-પાંચ હજારની વસ્તીવાળું નાનું કસ્બા જેવું ઉદ્યોગી ગામ હતું ને કાંટિયા વરણની અને ધરાર દરબારોની સંખ્યા વધુ હતી. એટલે નિશાળમાં પણ વ્યવસ્થા રાખવી મુશ્કેલ પડતી.

નિશાળમાં એક નાના વિદ્યાર્થીને એક મોટો છોકરો હમેશાં પજવ્યા કરતો.

આ મોટા છોકરાને સતાવવામાં કોઈએ સાર કાઢયો ન હતો.

એટલે જ માસ્તર આવતા જતા તે આ છોકરાની દોસ્તી સાધી લેતા.

એની ઉમ્મર સત્તરઅઢાર વર્ષની હતી, પણ દેખાવ બાવીશત્રેવીશ વર્ષના જુવાન જેવો લાગે. તેણે નિશ્ચય કર્યો હતો કે, કોઇ ધોરણનો ત્રણ વર્ષથી ઓછો પરિચય સાધવો નહિ. એટલે પાંચમીમાં આવતાં તો એ આ નિશાળનો સૌથી જૂનો—અને સૌથી નપાવટ—છોકરો બની ગયો હતો.

નવા આવેલા માસ્તરે આજે જ્યારે એને ક્લાસમાં તોફાન કરવા માટે ઊભો કર્યો ત્યારે એણે એવો વિચિત્ર અવાજ કર્યો કે આખો 'કલાસ' હસી પડયો.

એ હસવું સાંભળીને પાસેના ખંડમાંથી વસનજી માસ્તર દોડતા આવ્યા. એ નિશાળમાં સૌથી જૂના હતા.

એમણે આવીને તરત આખા ક્લાસને ઊભો કર્યો.

પછી એકાદ મિનિટ ધાકધમકી આપ્યાં અને જે વસ્તુની એમને ખબર હતી, તેની જાણે ખબર ન હોય તેમ, પેલા મોટા છોકરાને સતાવ્યા વિના ચાલ્યા ગયા.

એના ગયા પછી થોડીવારે—બાદશાહે—એને સૌ છોકરા બાદશાહ કહેતા—બીજો વિચિત્ર અવાજ કર્યો ને બહુ બીકણ ન હોય એવા સૌ છોકરા પાછા હસી પડયા.

હવે નવા આવનાર માસ્તરનો પિત્તો ગયો. પોતાની પાસે એક તાજી લીલી નેતરની સોટી હતી તે તેમણે હાથમાં લીધી.

બાંકડા ઉપર બાદશાહ ઊભો હતો—કોઈ આજન્મ ગુનેગારની ઉપેક્ષાભરેલી બેદરકારીથી—તેની તરફ એ ગયા.

આખો ક્લાસ સ્તબ્ધ થઈ ગયો. કાંઈક રૂપાળો ગોરો વ્રજમોહન, જેને બાદશાહ હમેશાં સતાવતો, તે ભયભીત ચહેરે માસ્તર તરફ—ને બાદશાહ તરફ જોઈ રહ્યો હતો.

એને અંતરમાં એમ હતું કે માસ્તર, બાદશાહને સીધો કરે

તો સારું. પણ સીધો કરી શકશે કે નહિ એની એને શંકા હતી. અને નિશાળ છૂટયા પછી બાદશાહ એને ટીપી નાખશે એવો એને ભય હતો.

માસ્તર બાંકડા પાસે ગયા : નેપોલિયન બોનાપાર્ટની ઢબ પ્રમાણે તેમણે પાછળ વાંસા ઉપર એક હાથ રાખ્યો હતો. ધીરા, મક્કમ પણ અત્યંત કડક અવાજે એમણે કહ્યું : 'નીચો ઊતર, અલ્યા !'

સૌને ખાતરી હતી કે બાદશાહ એમ બેચાર સોટી ખાધા વિના હુકમ માને તેવો નથી. માસ્તરને પણ મનમાં ગડભાંગ થતી હતી કે, સાળું બોલતાં બોલાઈ ગયું છે, પણ આ છોકરાનો સીનો જુદો છે.

સૌના આશ્ચર્યની વચ્ચે બાદશાહ નીચે ઊતર્યો : 'શું છે ? લ્યો !' તેણે તોછડાઈથી કહ્યું.

'તેં આ છોકરાને સતાવ્યો ?' વ્રજમોહન સામે પોતાની નેતરની સોટી દેખાડીને માસ્તરે કહ્યું.

'હા.'

'હા ? તું હા કહે છે ?'

'હા. કેમ ?'

'એને કેમ સતાવે છે ?'

'એને શું સતાવ્યો છે ? એના ગાલ ધોળા છે તે જરાક ખેંચ્યા એમાં શું થઈ ગયું ?'

'એ...મ ? શું થઈ ગયું કાં ? તું કેવો છે ?'

'એનું તમારે શું કામ છે ?'

યુદ્ધમાં બે મહારથીઓ લડતા હોય ત્યારે જેમ આખું સૈન્ય ચિત્રવત્ સ્થિર થઈ જાય તેમ આખો વર્ગ ચિત્રવત્ બની

ગયો હતો. માસ્તર નવા હતા. કાંઈક નાના હતા. કેટલાય છોકરાને એમના પર પૂજ્યભાવ ને પ્રેમ હતો. પણ જો આ બાદશાહને એ પહોંચી ન શકે તો વ્યવસ્થા રાખવી અશક્ય હતી. વસનજી માસ્તર જે કડકમાં કડક લેખાતા તે પણ બાદશાહને ન બોલાવવામાં ડહાપણ માનતા. જે બાદશાહને સતાવે તેણે પોતાની રેવડી કરાવવા તૈયાર રહેવું જોઈએ એવો જાણે કે અણલખ્યો ભય સઘળાનાં મનમાં હતો.

'ઠીક, હમણાં તું બેસી જા—પણ જો, આ તને છેલ્લી ચેતવણી છે, તારે ભણવું ન ભણવું તારી ઇચ્છા. ઘેર જાવું હોય તો તું જઈ શકે છે. પણ જો બીજાને કોઈ રીતે હેરાન કર્યા—ચાલતે વર્ગે—તો મૂઓ સમજજે. સમજ્યો?'

એટલી જ ઉપેક્ષાથી, ને પોતાના વિજયના ગર્વથી બાદશાહે જવાબ આપ્યો: 'હા.' અને પોતાના ટોપીને જરાક વધારે ઊંચે ચડાવી તે મશ્કરીમાં હસતો હોય તેમ બહાર ચાલ્યો ગયો.

સાંજે જ્યારે આખી નિશાળના લગભગ ત્રણસો—સાડા ત્રણસો વિદ્યાર્થીઓ ભેગા થયા ને સીધી હારમાં ગોઠવાઈને ઊભા રહ્યા ત્યારે નવા માસ્તર ધીમે પગલે ત્યાં કસરત કરાવવા ફરી રહ્યા હતા.

પણ છોકરાઓના મનમાં એની કિમ્મત પણ સૌની સાથે દોઢ પૈસાના પાંચશેર જેવી થવા માંડી હતી.

'બાદશાહ પાસે લ્યો એ પણ ટેં થઈ ગયો!' એમ વગર કહ્યે સમજાય તેવી ભયંકર ટીકા હરેક છોકરાના કુમળા મોં ઉપર છાની બેસી ગઈ હતી.

જમાનાના ખાધેલ અનુભવી માસ્તરો ઠીકઠીક દૂર

બેસીને નવા માસ્તરનો તાલ જોઈ રહ્યા હતા.

અને પોતાના વાંસા ઉપર પાછળ હાથ રાખી નવા માસ્તર ફરી રહ્યા હતા—નરકેસરી નેપોલિયનની ઢબથી.

તે જ વખતે એક ચીસ સંભળાઇ—ને સૌનું ધ્યાન એ તરફ ખેંચાયું.

વ્રજમોહનના પગ ઉપર બાદશાહે એવી રીતે પગ મૂક્યો હતો કે તેનાથી ચીસ પડાઇ ગઇ હતી.

'કોણ? કોણ બોલે છે?'

એક પળ માસ્તરના પ્રશ્નના ઉત્તરમાં શાંતિ થઇ ગઇ. ત્રણસો ને પચાસ વિદ્યાર્થીઓ ગુપચૂપ ઊભા રહી ગયા. પણ બીજી જ પળે એક વિચિત્ર અવાજ આવ્યો—શિયાળિયાં બોલે છે તેવો—ને બધાનાં મોંમાંથી પરાણે હાસ્ય છૂટી પડયું.

નવા માસ્તરે ગુનો કરનારને પકડી પાડયો. તેની પાસે તે ગયા: 'બાદશાહ, તું—તેં એમ કર્યું કે?'

'એ તો સાહેબ! મને જરાક કીડી કરડી ગઇ!'

વિનોદી પ્રત્યુત્તર સાંભળતાં વિદ્યાર્થીઓમાં હાસ્યનું મોજું ફરીવાર ફરી વળ્યું.

જૂના અનુભવી શિક્ષકો—'હાં હાં—અરે મિ.—ચંદનલાલ, ચંદનલાલ!' એમ બોલીને એમના સ્થાન ઉપરથી આવી પહોંચે તે પહેલાં તો ચિત્તાના જેટલી ઝડપથી ચંદનલાલે, બાદશાહને ગાલ ઉપર બે તમાચા ચોડી દીધા હતા. અને એના ફડાફડ અવાજે ત્રણસો ને પચાસ વિદ્યાર્થીઓ એમના તરફ તાકીને સાનંદાશ્ચર્ય જોઇ રહ્યા હતા!

બાદશાહ સ્તબ્ધ થઇ ગયો હતો. પણ તેની પાસે ઊભેલો માસ્તર તેના કરતાં નીચો હતો. પોતાની પ્રતિષ્ઠા

ઉપર એણે હાથ ઉપાડ્યો હતો. તેણે પોતાના બે હાથ પહોળા કરી, તેનું માથું જ ભીંસી નાખવાનો નિશ્ચય કર્યો. તેનો એ નિશ્ચય પાર પાડવા તેના હાથ સળવળી રહ્યા હતા. એક ક્ષણ—અને માસ્તરની રેવડી થવાની હતી, પણ તે હાથ ઉપાડે તે પહેલાં જ ચંદનલાલની નેતરની સોટીઓ તેના ઉપર પડવા માંડી. અને તરત જ એક ધક્કો મારીને ચંદનલાલે તેને હરોલમાંથી પણ બહાર કાઢ્યો: 'આખી નિશાળને તું એકલો સતાવે એમ?' ચંદનલાલનો ધાંટો તીવ્ર અને ઉગ્ર બની ગયો.

હવે તો જે થાય તે, પણ પૂરું જ કરવું એવી નિર્ભયતા એમનામાં આવી ગઈ હતી.

હરોલની બહાર ધકેલીને પણ ચંદનલાલે તેને એક બીજી સોટી લગાવી દીધી.

નિશાળ આખીને ખબર પડી ગઈ કે બાદશાહને અંતે માથાનો માણસ મળ્યો ખરો.

એટલામાં જૂના શિક્ષકો — હાં હાં કરતા ને ખુશ થતા એ તરફ આવી પહોંચ્યા હતા.

પણ હવે બાદશાહના ક્રોધનો પાર ન હતો. તેણે જમીન ઉપરથી એક મોટો પથરો ઉપાડ્યો. પથરો જોઈને ઉત્સાહથી આવેલા માસ્તરો જરાક થથર્યા. છોકરાઓની હરોલમાં ભંગાણ પડ્યું. ચંદનલાલના મોં ઉપરથી લોહી ઊડી ગયું. તેણે એક ક્ષણમાં પોતાનું માથું લોહીલુહાણ થશે એ કલ્પનામાં જોયું. પણ બરાબર એ જ વખતે કોઈ મોટો ધડાકો થયો હોય તેમ બાદશાહ નીચે ઢળી પડ્યો. તે મોંભર ઉથલાઈ પડ્યો હતો. તેના કપાળમાં ફૂટ થઈ.

તેમાંથી લોહી વહેવા લાગ્યું.

બાદશાહને હાથમાં અણીદાર કાળમીન મોટો પથરો લેતો જોઈને હરોલના છોકરાઓ તો ગભરાઈ જઈ આઘા-પાછા થઈ ગયા હતા, પણ તે વખતે એક નાનકડો છોકરો હસન ચપળતાથી એકદમ બાદશાહની પાછળ ભરાયો અને બાદશાહ પથરો ફેંકી કોઈને ઇજા કરે તે પહેલાં તો તેણે પાછળથી એના બે પગ એકદમ ખેંચ્યા ! આ અજાણ્યા હુમલાથી બાદશાહ ધબ્બ દઈને ભોંય ઉપર પડી ગયો હતો. ઘા ઘાને ઠેકાણે રહી ગયો ને એના કપાળમાંથી લોહી વહેવા માંડ્યું.

'પણ ત્યારે અક્કલના ઓથમીર ! વિચાર તો કરવો'તો. અમને સૌને તું બનાવી જાય છે—પણ આનેય બનાવી જવાનો એમ ? એ કોણ છે તને ખબર છે ?' વસનજી માસ્તરે ચંદનલાલને બતાવીને બાદશાહને કહ્યું.

'સાહેબ ! મને બહુ લાગ્યું છે—મારી મા મારશે—'

'લે—ચાલ, ચાલ, એલા, ક્યાં ગયો હસન—એલા ક્યાંકથી રૂ લાવ તો રૂ—'

પોતાનું પરાક્રમ છુપાઈ ગયું છે એ આનંદમાં હસન રૂ લેવા દોડ્યો ગયો.

બીજા માસ્તરો આંખ મીંચી મીંચી જરાક હસવા લાગ્યા. 'ચંદનલાલ પાસે ભટકાયો લે—મારો બેટો એ જ લાગનો.'

છોકરાઓએ છૂટકારાનો દમ ખેંચ્યો.

આખી નિશાળને પોતાની દાદાગીરીથી હંફાવનારને ચંદનલાલે વશ કર્યો તેથી કેટલાક તો નાચવા લાગ્યા હતા.

તે દિવસે સાંજે જ્યારે મોડેથી ચંદનલાલ એકલા ઘેર જવા નીકળ્યા ત્યારે એમને ખબર ન હતી પણ એમના પરાક્રમથી મુગ્ધ થયેલો હસન એમની પાછળ પાછળ ચાલી રહ્યો હતો. એના મનથી એ એમનું રક્ષણ કરી રહ્યો હતો.

હસનને એમ હતું કે બાદશાહ ક્યાંક સંતાઈને પણ ચંદનલાલને પથરા મારશે.

પણ એવું કાંઈ બન્યું નહિ ને ચંદનલાલ ઘેર પહોંચી ગયા. ત્યારથી ચંદનલાલ ને હસન મિત્ર બની ગયા હતા. જોકે એ મૈત્રી એકપક્ષી હતી. હસન પોતાના મનથી માસ્તરનો દોસ્તદાર બન્યો હતો.

## ૨

બેત્રણ વર્ષ પછી જ્યારે ચંદનલાલની બદલી થઈ ત્યારે કેટલા ય વિદ્યાર્થીઓએ ભેગા થઈને એક મિજબાની જેવું રાખ્યું હતું. નવા શીખી આવેલા ફોટોગ્રાફર પ્રાણલાલે સૌને ઘણી ઘણી કસરત કરાવ્યા પછી, એક સુંદર ગ્રુપ ફોટો લીધો હતો. તેમાં વચ્ચે માસ્તર ચંદનલાલ પોતાની લાક્ષણિક કડકાઈથી બેઠા હતા, અને આસપાસ ઊભેલા વિદ્યાર્થીઓમાં સૌથી ઊંચો બાદશાહ તરત દેખાઈ આવતો હતો. એ પતી ગયા પછી મોડેથી ચંદનલાલ ઘેર ગયા. પણ આજે હસન દેખાયો જ નહિ એ એને નવાઈ જેવું લાગ્યું ખરું. પછી ચંદનલાલ પોતાના ઘરમાં સરસામાન બાંધી, ગાડું જોડાવી, એમાં રાચરચીલું મુકાવી, ગાડાખેડુને વહેલાં આવવાની સૂચના આપી, પોતે નિરાંતે સૂઈ ગયા.

રાત્રે લગભગ બે વાગે ગાડાખેડુ આવ્યો. ચંદનલાલે ત્રણ વાગે આવવાનું કહ્યું હતું, પણ તે બે વાગે આવ્યો. એવા માણસને સમયનું ભાન હોતું નથી એમ ધારી ચંદનલાલ તૈયાર થઈ ગયા.

ચાંદની રાત હતી. માસ્તરને પણ બીજું કાંઈ કામ હતું નહિ. ગાડાખેડુએ ગાડું હંકાર્યું ને પોતાના ગોઠવેલા સામાન પર બેસી ચંદનલાલ ચાલી નીકળ્યા.

પણ તે માંડ ઝાંપે પહોંચ્યા હશે, ત્યાં તેમણે કોઈને ગાડાની પાછળ દોડતો જોયો. ગાડું ઊભું રહ્યું. થોડીવારમાં તો ચંદનલાલના ભારે આશ્ચર્યની વચ્ચે ઊભા રહેલા ગાડાની પાસે આવીને, હસન તેમના પગમાં પડ્યો: "સાહેબ! હું કાલે આવી શક્યો ન હતો — મારી પાસે — મિજમાનીમાં ભરવાના પૈસા —' હસન વધારે બોલ્યો નહિ, પણ 'ન હતા' એ અધૂરા રહેલા ભાવાર્થે બોલેલા વાક્ય કરતાં વધારે અસર ઉપજાવી હતી. 'પણ હસન! આ શું? આ તું શું લાવ્યો છે?'

ચંદનલાલના પગ પાસે નાળિયેર ને સાકરનો પડો હસને ધર્યા હતાં.

ચંદનલાલને ખબર હતી કે હસન કેટલી ગરીબીમાં મોટો થઈ રહ્યો છે. તેનો બાપ સીમની ચોકી કરતો. બાર મહિના ખાય એટલા દાણા લાવતો — ને ક્યારેક કોઈક આપે તેમાં પોતાનું ગુજરાન ચલાવતો. શુદ્ધ અરબી લોહીનો વારસો એને મળ્યો હતો. અને એની સાઠ વર્ષની ઝોક ઉમ્મરે પણ કોઈનું દેન ન હતું કે સીમની એની ચોકીમાં પગ મૂકી જાય. થોડા સમય પહેલાં તે મરણ

પામ્યો ત્યારે ખાનદાન કુટુંબની નૂરીને ઘર ચલાવવું ભારે પડ્યું. અને એણે છોકરાને નિશાળેથી ઉઠાડી મૂકવાનો પણ નિશ્ચય કર્યો હતો. પોતાના સ્વપ્ન ઝનાનાને લીધે એ કોઈ પાસે મદદ માટે જઈ શકે તેમ ન હતી. અને આવા ગામમાં જ્યાં સામાન્ય માણસમાં રહેલા અસામાન્ય ગુણની કદરદાની કરવાની આવડત કે ઉદારતા હોતી નથી, ત્યાં એક ચોકિયાતની સાધારણ વિધવાને કોઈ ઘેરબેઠાં મદદ આપવા જાય એ કાંઈ બને? પણ વળી વ્રજમોહનને હૃદયે રામ બેસી ગયા અને તેણે એના બાપથી છાના ચોરીને પચીસેક રૂપિયા હસનને હાથઉછીના આપ્યા હતા, એટલે હસનનું ગાડું થોડો વખત નભ્યું હતું. પણ મિજબાનીમાં ભાગ આપવાની, ને ફાળામાં પોતાનો હિસ્સો ભરવાની, એની તાકાત ન હતી, એટલે એ ત્યાં આવી શક્યો ન હતો. અત્યારે એ આવીને ચંદનલાલની રજા લઈ રહ્યો હતો — અને એક નાળિયેર ને સાકર ગમે તેમ કરીને પણ લાવ્યો હતો.

'અરે હસન! તું આ શું કરવા લાવ્યો?' ચંદનલાલે તેને એક રૂપિયો આપવા માંડ્યો.

'સા'બ! એક ખુશ ખબર આપું!' હસન બોલ્યો.

'શા — ખબર છે?'

'આજ રાતથી મારી ચોકી મંજૂર થઈ ગઈ છે. મને થાણદાર સાહેબે કાલે સાંજે જ કહ્યું — અત્યારે તમે મારી ચોકીમાં છો!'

'એમ? વાહ લે, વાહ બહુ સારું. પણ પેલી મેં તને વાત કરી હતી તે સાંભરે છે?'

'કઈ?'

'નેપોલિયનની કબર પાસે ઓગણીશ વર્ષ ચોકી કરનારો નીકળ્યો હતો — કામમાં તો શું છે ભાઈ–માણસ જેવી રીતે કામને રંગે તે રીતે એ શોભે! કામ વડે જે માનવતા — ઇન્સાનિયત સરજે —' ચંદનલાલ ભાષણ આપી દેત પણ ગાડું જરાક ચાલ્યું એટલે એ અટકી ગયા.

હસન બોલ્યો નહિ, પણ કાંઈક વિચારમાં પડી ગયો. એની નજર સમક્ષ એના બાપની છબી આવીને વસી ગઈ. ટૂંકું ભરાવદાર શરીર, કેડે ખોસેલો જમિયો — કડક ચહેરો — ધોળી દાઢી — ગોઠણ નીચે આવતી છૂટી લુંઘી અને સિંહના જેવી ચાલ.

હસને સજળ નેને જવાબ આપ્યો: 'મારા બાપે પણ એમ કહ્યું હતું, સાહેબ!'

'શું?'

'કે આરબની ચોકીમાંથી લૂંટ થાય — કે તારી ચોકીમાં કોઈને અન્યા થાય ત્યારે તારે ઝેર ખાવું પડે. માટે હું તને આ વીંટી પહેરાવતો જાઉં છું. એમાં હલાહલ ઝેર ભર્યું છે. મને મારા બાપે જમિયો બંધાવ્યો ત્યારે એ આપી હતી. આજ હવે હું તને આપું છું. તું તારા છોકરાને આપજે — મારી પાસે આપવા આ સિવાય બીજું કાંઈ નથી!'

ચંદનલાલ સાંભળી રહ્યો. તેને લાગ્યું કે આ છોકરામાં જુદી જ ચમક હતી.

'કોઈ દી સંભારજે, ભાઈ!' માસ્તર ચાલતા ગાડા ઉપરથી બોલી રહ્યા હતા. હસન ગાડું દેખાયું ત્યાં સુધી

જોઈ રહ્યો ને પછી ભારે હૈયે ઘર તરફ વળી ગયો. બન્ને જણા છૂટા પડયા ત્યારે વધારે નિકટના સંબંધી બની ગયા હતા.

## ૩

આ વાતને તો વર્ષો વહી ગયાં. જળના રેલાની માફક સમય ચાલ્યો ગયો.

હસને એ સમયમાં તો કેટલીએ નવાજૂની જોઈ કાઢી હતી. એની ગરીબી તો એની એ રહી, પણ એ પોતાનું જેમ તેમ ગાડું ચલાવતો. માત્ર એની ચોકી અભંગ રહ્યાનું એનું આત્મગૌરવ એની ચાલમાં શોભી રહ્યું હતું. અને એ જ એની માલમતા, મૂડી—સમૃદ્ધિ, જે ગણો તે હતું.

થોડાં વરસ આબરૂ રહી જાય તો હસનને પણ આ કામમાંથી નિવૃત્ત થવાની ઇચ્છા હતી.

આ વર્ષોમાં બાદશાહે તો સારી એવી મૂડી પેદા કરી હતી. વાડી બનાવી હતી. પોતે વરસોવરસ જંગલખાતાનો ઇજારો રાખતો ને હતો તેવો જંગલનો 'બાદશાહ' જ થઈ રહ્યો હતો.

જંગલખાતાના સાહેબ વ્રજમોહન પણ જૂની દોસ્તીએ એની લાગવગ સ્વીકારી એને લાભ આપતા ને પોતે લેતા. હવે એ લડનારા વિદ્યાર્થીઓ મટી — વ્યવહારુ પીઢ અરસ-પરસ લાભ આપનારા મિત્રો બન્યા હતા.

ચંદનલાલ માસ્તરનું શું થયું તેનો પત્તો ન હતો. કોણ જાણે ક્યાં હતા — ને ક્યાં ગયા તે પણ કાંઈ ખાસ

ખબર ન પડી. માત્ર એટલી એક ઊડતી વાત થોડા વખત પહેલાં આંહીં આવી હતી કે માસ્તરની છોકરીનું કોઈ હરણ કરી ગયું ત્યાર પછી તે સંન્યાસી જેવા થઈ ભાગી નીકળ્યા હતા. તેમણે નેપોલિયન વાંચી વાંચીને ઘણાને બહાદુર બનાવ્યા હતા, પણ પોતે તો હતા તેવા જ હારણ રહ્યા હતા!

એક દિવસ આષાઢી મેઘનાં વાદળાંથી આકાશ છવાઈ ગયું હતું. વરસાદ પડતો ન હતો, પણ વીજળી ચમકારા દઈ રહી હતી. સીમમાં તો દેડકાંઓએ ને તમરાંઓએ બોલ્યું કાને ન પડે એવો તુમુલ અવાજ કરી મૂક્યો હતો.

એવે વખતે હસન પોતાની માંદી બીબીની ચિંતા કરતો ઘર તરફ વળી રહ્યો હતો. એની ચાલમાં સિંહની નિર્ભયતા હતી — અને ચિત્તાની સાવચેતી હતી. ચિંતામાં ને ચિંતામાં તેને ખબર રહી ન હતી, પણ તેની પોતાની હમેશની કેડી તો ક્યારની પાછળ રહી ગઈ હતી. જેને પોતે ટૂંકો માર્ગ ધારી આગળ વધી રહ્યો હતો તે તો એક ઝરણાં પાસે થઈ ભર જંગલમાં જનારો માર્ગ હતો.

જ્યારે પોતે ભર જંગલમાં આવીને એકલો ઊભો રહ્યો ત્યારે હસન પોતાની ભૂલ સમજ્યો.

પણ પોતે સાચા માર્ગથી ઠીકઠીક દૂર નીકળી ગયો હતો. દૂર દૂર કેટલાક લાકડાવાળાને એક ઝૂંપડાને આશરે બેઠેલા ને તાપણું સળગાવી ચલમો ફૂંકતા એણે જોયા.

હસન પણ એ તરફ જવા નીકળ્યો. પણ જેવો એ ત્યાં પહોંચ્યો તેવો જ લાકડાવાળાઓએ કોઈ વાતનો અચાનક અંત આણી દીધો હોય તેવું લાગ્યું.

'સૌનો ખુદા છે!' એ છેલ્લા વાક્ય સાથે તેમણે

વાત બદલાવી નાખી.

હસનને ત્યાં પરાણે રાત રહેવું પડ્યું. પોતાના ગામની સીમ પૂરી થતાં જે ગાઢ જંગલ શરૂ થતું હતું તેમાં એ આવી ચડ્યો હતો ને હવે અત્યારે રસ્તો મળવો મુશ્કેલ હતો.

તે ત્યાં સૂતો રહ્યો.

સવારે ઊઠીને તે ચાલતો થયો. તે પોતે પણ નવાઈ પામ્યો કે એને કેમ ધ્યાન ન રહ્યું ને આવા ગાઢ જંગલને રસ્તે ચડી ગયો? બીબીની તબિયતની ચિંતા એને સતાવી રહી હતી. અચાનક પેલા લાકડાવાળાઓએ કહેલું વાક્ય તેને યાદ આવ્યું: 'સૌનો ખુદા છે!'

હજી તો એ વાક્ય એના મનમાં ઊગીને ઊભું હશે, ત્યાં તેણે પોતાના રસ્તા ઉપર એક કાગળની ચિઠ્ઠી આમ-તેમ પવનથી અથડાતી કુટાતી જોઈ. એના અક્ષરે એને આકર્ષ્યો. અને એણે ચિઠ્ઠી ઉઠાવી લીધી.

હસન ચિઠ્ઠી વાંચીને થંભી જ ગયો. અક્ષરો જેમ-તેમ પેન્સિલથી જેવા તેવા કાગળમાં લખાયેલા હતા. પવ-નને ઝપાટે કાગળ હસનના રસ્તામાં ઊડ્યો, ને તેણે એ ઉઠાવી લીધો હતો. પણ એક રીતે કાગળ કોણ જાણે કેટલે દૂરથી, માત્ર ખુદાએ પ્રેરેલા પવને લાવીને જાણે એના માર્ગમાં આણી મૂક્યો હોય, એવું એને લાગ્યું.

તેણે કાગળ હાથમાં લીધો ને તે ક્યાંય સુધી તેની સામે જોઈ રહ્યો.

કાગળમાં નીચેના શબ્દો હતા:

'કોઈ ખુદાના બંદાના હાથમાં આ રખડતી ચિઠ્ઠી આવી જાય, તો મને જંગલ ઇજારદારના પંજામાંથી બચાવે.

મારી જિંદગી જોખમમાં છે: મારી મારીને પરાણે બીબી કહેવરાવી ઇજારદાર, જંગલસાહેબને રાજી કરવા મને હોમી દેવા માગે છે. હું અબળા આપઘાત વિના બીજી કઈ રીતે બચી શકું ? પણ — તે કરવાની પણ મને તક મળે તેમ નથી. જો કોઈ ઓળખતું હોય તો, આ તરફ આવી ગયેલા, એક વખતના માસ્તર ચંદનલાલની હું પુત્રી છું. મારું નામ તારા. કોઈ ખુદાના બંદાના હાથમાં આ ચિઠ્ઠી આવી ચડે — કોઈ ભગવાનભરોંસે કામ કરનારાને આ જડે — તો મને બચાવે !'

હસન વાંચીને થંભી ગયો. એ ઊંડો ઊંડો વિચારમાં પડી ગયો. 'ખુદા સૌનો છે !' એ શબ્દોનો મર્મ જાણે સમજ્યો હોય તેમ તે હતો ત્યાં જ સ્થિર થઈ ચારે પાસ નજર કરવા લાગ્યો. આ જંગલમાં એક નિરાધાર અબળાએ કેવળ પવન ઉપર આધાર રાખીને એક ચિઠ્ઠી ફેંકી દીધી હતી અને આજ ખુદાએ એ ચિઠ્ઠી એના માર્ગમાં લાવી મૂકી હતી. એમ ન હોય તો કોઈ દિવસ નહિ ને ગઈ કાલે એ રસ્તો ભૂલે જ કેમ ? એનું માપ કાઢવાની જાણે કે આ ખુદાઈ મરજી હતી.

હસન કેટલીય વાર સુધી વિચાર કરતો ત્યાં જ ઊભો રહી ગયો.

## ૪

ઘેર આવ્યો. પણ એનું મન જંગલમાં હતું. જંગલમાં અચાનક જડેલી અને કેવળ અકસ્માત્

હવાએ એના માર્ગમાં ફેંકેલી ચિઠ્ઠી ઉપર મદાર બાંધીને, હસન પોતાની માંદી બીબી માટે જેવોતેવો બંદોબસ્ત કરી, ખુદા ઉપર ભરોંસો રાખી, પાડોશધર્મ ઉપર આધાર મૂકી, ચંદનલાલ માસ્તરની તારાને બચાવવા માટે ચાલી નીકળ્યો.

એવડા વિશાળ જંગલમાં કોણ જાણે ક્યાં એને છુપાવી હશે એ હસનને ખબર ન હતી. કોઈના કાને લેશ પણ વાતની ગંધ જાય તો બાદશાહ વાતને રફેદફે કરવામાં કેવો હોંશિયાર હતો એ એને ખબર હતી. એને લાગી આવ્યું માત્ર વ્રજમોહનનું. એ પણ આમાં સામેલ હતો— એ એને લાગી આવ્યું.

કેવળ પોતાની ચોકીદારી ફરજ ઉપર મદાર બાંધી તે એકલો જંગલમાં ચાલી નીકળ્યો. ને આડાઅવળા માર્ગો, ઝાડ, ઝૂંપડાં, બીડ, ઘાસનાં મેદાનો, ખો, ભોંયરા, વોંકળા, ઝરા, ઝરણાં ખૂંદતો તારાની કાંઈક નિશાની મેળવવા માટે ચારે તરફ ફર્યો.

એણે માંડમાંડ મેળવેલી એની પંદર દિવસની રજા પૂરી થવા આવી તો પણ તારાનો કાંઈ પણ પત્તો મળ્યો નહિ.

તે હતાશ દિલે ઘેર પાછો ફર્યો.

ઘેર આવ્યો ત્યારે ખબર પડી કે બીબીને હવે કાંઈક ઠીક છે. એટલે તેણે એક દિવસ આરામ લીધો ને બીજે દિવસે વળી થાણદારની પાસે રજાની માગણી કરી.

થાણદારે સ્પષ્ટ કહ્યું : ' હવે રજા નહિ મળે, રાજીનામું આપ !'

બીજે દિવસે હસન એક વાણિયાને ત્યાં એકાદ ઘરેણું

મૂકી થોડા પૈસા સાથે લઈ, થોડા બીબીને ઘરખરચી માટે સોંપી, થાણદારના હાથમાં રાજીનામું આપી જેને કોઈ દિવસ પોતે જોઈ નથી, કે જેને પોતાના માનવધર્મ સિવાય બીજા કોઈ કારણથી શોધવા નીકળવાનું આવશ્યક નથી, એ તારાને શોધવા પાછો જંગલની કેડીએ ચાલી નીકળ્યો.

૫

બરાબર એક મહિના પછી એક દિવસ ફોજદારની પાસે આવીને એક લઘરવઘર નૂર ઊડી ગયેલા આદમીએ તેના હાથમાં એક ચિઠ્ઠી મૂકી.

ફોજદાર ચિઠ્ઠી સામે જોઈ રહ્યા. તેને એમાં કાંઈ સમજ પડી નહિ.

'શું છે : આ શું કરવા લાવ્યો છે?' તેણે હસનને પૂછ્યું.

હસને જવાબ વાળ્યો. 'સાહેબ! આ ચિઠ્ઠી લખનારી બાઈને જંગલમાં દુ:ખી હાલતમાં કેદ કરેલી છે; મેં એનું રહેવાનું ઠેકાણું જોયું છે!'

'કોણ તેં?'

'હા.'

'ક્યાં છે? કોણે કેદ રાખી છે? તને કોણે મોકલ્યો'તો તપાસ કરવા?'

'ક્યાં છે એ, મારી સાથે આપ ચાલો એટલે બતાવું. કોણે કેદ રાખી છે, તો, બાદશાહ ઇજારદાર ને વ્રજમોહન જંગલસાહેબે; ને મને કોણ મોકલે? મારી મેળે હું ગયો.'

ફોજદાર એક ઘડીભર વિચારમાં પડી ગયા. આવું

તો એણે આજે જ સાંભળ્યું. માણસ પોતાની મેળે કોઈને મદદ કરવા દોડે ! પણ આ ખાતામાં ઉપર જવાની લાયકી ધરાવતા છતાં એ પાછળ રહી ગયા હતા, અને એ નાસી-પાસીએ એમને પોતાના કામમાં બનતાં સુધી ચલાવી લેવું એવી ઉપેક્ષાવૃત્તિ રાખનારા બનાવ્યા હતા.

એમને મન હસનનું આ ગાંડપણ કાંઈક વિચિત્ર લાગ્યું.

'તું તો—પેલો રાજીનામું આપનારો ચોકીદાર કે બીજો ?'

'જી, હા !'

'તે — આટલા માટે તેં રાજીનામું આપ્યું'તું ? આ મોટી બહાદુરી કરવા ?' ફોજદારના અવાજમાં કાંઈક મશ્કરી હતી.

હસને કાંઈ જવાબ વાળ્યો નહિ.

પણ એક ઘડી પછી ફોજદાર જાણે તાનમાં આવી ગયા: 'ચાલ ત્યારે થા તૈયાર — અરે ! રામસંગ !'

રામસંગ ફોજદારનો ઘોડાવાળો હતો. તે બહાર જ ઊભો હતો. ફોજદારની હાકલ સાંભળી તે અંદર દોડ્યો.

'બે ઘોડા તૈયાર કરો — સવારી ઘોડા હો — ને ચારપાંચ ઘોડેસ્વાર પોલીસને બોલાવો !'

ફોજદારના મનની આ ફેરફારી જોઇ હસને ખુદાનો અંતરથી આભાર માન્યો.

પણ ફોજદારની ફિલસૂફી એણે વાંચી હોત તો એ ભડકી ઊઠત. પોતે આગળ જવા માટે લાયક છે છતાં આગળ જઇ શકતા નથી એ વિચારથી પ્રેરાઈને ફોજદારે આ છેલ્લું પરાક્રમ કરી લેવા નિશ્ચય કર્યો હતો. વળી વ્રજમોહન સાથે એને થોડી અંગત બાબતો ચૂકવવાની તક

મળી જતી હતી. હસન શું સમજે — પણ કોઈ કોઈ વખત માણસની સારીનરસી સઘળા પ્રકારની વૃત્તિઓ દ્વારા — એકાદ સુંદર કામને ખુદાઈ ન્યાય મળતો હોય છે.

૬

તારાને બચાવી માટે ફોજદારને 'પ્રમોશન' મળ્યું અને એમને માટે તારાને બચાવવાના આનંદ કરતાં એ વિજયનો આનંદ એટલો અસરકારક હતો કે ત્યાર પછી હવે તારાનું શું થશે એ એમને માટે અગત્યનો પ્રશ્ન રહ્યો ન હતો.

વ્રજમોહનને અને બાદશાહને આકરી સજા થઈ ગઇ.

હસનને ભર પગારે પાછી નોકરી મળી ગઈ. માત્ર જેને બચાવીએ તારાને જીવતું મૃત્યુ મળ્યું. આખા ગામમાંથી કોઈએ એને આશ્રય ન આપ્યો. જે પોતાની નાતમાંથી નાતબહાર થાય એને માટે હિંદુ-સમાજમાં કોઇ નાત નથી. તારાને પોતાની ગણવા એનો કોઈ નાતીલો તૈયાર ન હતો. એના ઉપર અનાથ દશામાં જુલમ થયા હતા એ ખરું; છતાં એને સૌ સડી ગયેલા ધાનની માફક ફેંકી દેવા જેવી વસ્તુ માનતા હતા.

જેને એની પોતાની નાત જ સંઘરતી નથી, એને બીજા સંઘરીને શું કરે ?

પણ એની સુંદરતાને કારણે એક વખત ફોજદારે દાણો દાબી જોયો હતો જો એ રખાત તરીકે રહેવા ઇચ્છતી હોય તો—પણ તારાએ એ વાતની સ્પષ્ટ ના પાડી હતી.

તારાના પતિને આ વાતની ખબર પહોંચાડી ત્યારે એણે કહ્યું કે હું કાંઇ એને મારા ઘરમાં હવે રાખી શકું નહિ.

હવે તારાને રાખે કોણ?

છેવટે હસનના ઘરની પાસે એક નાના સરખા ઘરમાં એ સ્વતંત્ર રીતે જીવન ગાળવા માટે રહી. પણ એનું રૂપ અદ્‌ભુત હતું. યૌવન આકર્ષક હતું. અને વધુ તો એના જીવનમાં રહેલી પેલી માનવવૃત્તિ એ પણ એટલી જ સતાવનારી ચીજ હતી.

એટલે તારાનું શું થશે એ જેટલો અટપટો સવાલ હતો એટલો જ અટપટો એનું શું ન થઈ શકે એ સવાલ પણ હતો. એને આશ્રય આપનાર હસનની ખરી ચિંતા તો જ્યારે એકાદ વરસ પછી એની બીબી મરી ગઈ ત્યારે શરૂ થઈ. લોકો નિંદા કરવા લાગ્યા — અને એને આશ્રય ન આપનારા સૌ — પોતે તે વખતે આશ્રય ન આપ્યો તે સારું કર્યું એમ કહીને પોતાની દૂરંદેશી રાજનીતિ માટે ગૌરવ લેવા લાગ્યા.

૭

જે માણસે સ્વસ્થ રહેવું હોય એણે પોતાની જાતને કોઈ સવાલ ન પૂછવો.

એટલે હસને એક વખત પોતાના દિલને સવાલ પૂછ્યો ને જે જવાબ મેળવ્યો તેનાથી એ અસ્વસ્થ બની ગયો.

તેણે પૂછ્યું : 'તારાનું છેવટ શું થશે ?"

અને એ અસ્વસ્થ થઈ ગયો. એના અંતરમાં જે દેખીતી દયા આવી હતી તેમાં એની પોતાની વૃત્તિનો પડઘો હતો. તેને તારા આકર્ષી રહી હતી. એ આકર્ષણને પાછું ઠેલવાનું એને કારણ ન હતું. એ આકર્ષણથી બચી જવાના એના બળ વિષે એને શંકા પડી હતી.

રાતના દસ-અગિયારને સુમારે તારા રડતી રડતી હસન પાસે આવી.

આજે વળી હસને પોતાની જાતને દયા કરતી, આકર્ષણમાં ઘસડાતી, મોહમાં ખેંચાતી, જેને બચાવી એની નિરાધારતાનો લાભ લેવા મન કરતી, જોઈ.

આજે એ પહેલવહેલો અસ્વસ્થ બની ગયો.

'તો તો તેં બચાવી શું કરવા ?' એ પ્રશ્ને એને ખળભળાવી મૂક્યો.

'પણ એને કોઈ સંઘરતું નથી એમાં હું શું કરું !' બીજો સવાલ અંદરથી આવ્યો.

'પણ તેં સઘળું કરવા જેટલું કર્યું ખરું ? તું જેવી માણસાઈથી દોરાયો એવી માણસાઈ શું દુનિયામાં ખૂટી ગઈ છે ? હેં અલ્યા હસન ! તેં બીજા કોઈને કેમ ન પૂછ્યું ?'

અને હસન થંભી ગયો. આ સવાલે એનાં સઘળાં દયા, પ્રેમ, માનવતા, બધાનું જાણે લિલામ જાહેર કર્યું હતું.

'બોલતો કેમ નથી, અલ્યા હસન ? તારી ચોકીદારીમાં બીજા જુલમ કરે તે તું બચાવે—પણ પછી એનો લાભ તું ઉઠાવે તો અલ્યા, તારી મદદમાં ને ફોજદારની મદદમાં ફેર શો ?'

'તારા બાપે તને એટલા માટે જમિયો બંધાવ્યો હતો ?'

'તેં વીંટી પહેરી છે એ પહેરનારા તારા બાપદાદા શું તારા જેવા જ હશે?'

હસનના દિલમાં તો સવાલોની ઝડી વરસી રહી હતી. એટલામાં તો તારાએ રોતાં રોતાં કહ્યું: 'કોઈ મને રહેવા દે એવું નથી. હવે મને મરવાની રજા આપો, ભાઈ!'

'એવું શું છે?'

'કાલે તો એ ત્રણ લફંગા મારા ધણીએ જ મોકલ્યા હતા.'

'તારા ધણીએ—? પણ હવે એને શું છે? તું ક્યાં એની પાસે દાણોપાણી માગે છે?'

'એ કહે છે, તું આમ રહે તો તો અમારી આબરૂ જાય. તું ધરતીમાં એવી રીતે સમાઈ જા—કે તને કોઈ ઓળખે નહિ. કોઈ જાણે નહિ કે તું શું કરે છે ને તું ક્યાં છે. પછી તને ગમે તે કરી લે.'

હસન ઊંડા વિચારમાં પડી ગયો. પોતે જેને બચાવી હતી તે રૂપભરેલી જુવાન બાળા સામે ઊભી હતી. પોતે એકલો હતો, આધેડ વયનો પણ જુવાન જેવો હતો. આ નિરાધાર બાળા બીજાના હાથમાં પડી જવાની હરેક પળે શંકા હતી. તેણે તારાને કહ્યું:

'તો બાઇ! હું હવે શું કરું? મેં મારું કામ બજાવી લીધું! હવે તું જાણે—ને તારો સંસાર જાણે.'

'તો મારા સંસાર પ્રમાણે તો ચોખ્ખી જ વાત છે.'

'શી?'

'કૂવો—તળાવ—નદી—માતા ધરતીનું ગમે તે રૂપ મેળવી લેવાની. પાણી વિના નારીને કોઈએ પોતાની માની છે કે હવે કોઈ માનશે?'

'પણ તું બીજે પરણી જા—'

'બીજે ક્યાં? મને કોઈ પરણે નહિ; અને છતાં રાખે સૌ કોઈ. સૌ કોઈને હું પરણી શકું!'

હસનને તારાના શબ્દોએ ચોંકાવી દીધો. તેણે તેને કહ્યું: 'તો તું મારે ઘેર રહે!'

'એટલા માટે તો હું આવી છું!' તારાએ કહ્યું.

તે રાત્રે તારા ત્યાં રહી. એક જુદા ઘરમાં તે સૂતી રહી. લગભગ રાતના ત્રણચાર વાગે હસનની નિંદર ઊડી ગઈ, ત્યારે ધ્રાસકો પડે તેમ એક ધ્રાસકો પડી ગયો.

'શક્ય એટલા સઘળા પ્રયત્નો કર્યા વિના તું આની નિરાધારીનો લાભ કેમ ઉડાવી શકે?'

આવા ભાવાર્થના એના હૃદયમાં જન્મેલા વાક્યથી એને પોતાની ચોકીદારી ઉપર કોઈ મોટું કલંક આવતું હોય તેવું લાગ્યું.

તે ઊઠ્યો. બીજા ખંડમાં ગયો તો ત્યાં નિર્દોષ પંખિણીની માફક તારા, વિશ્વાસે પડી હતી. એ જ્યાં સૂતી હતી ત્યાં ઉપર જ ભીંતે, હસનના બાપની એક જૂની છબી લટકતી હતી.

પણ અત્યારે પોતે એને જોવા જાય ને વખતે તારા જાગી જાય—ને રાત્રિની આવી ભયંકર એકાંતે એ પોતે પોતાને ન સંભાળી શકે, એ ભયે ધ્રૂજતો ચોકીદાર ત્યાંથી પાછો ફરી ગયો.

પણ એ મનમાં બંદગી કરી રહ્યો હતો: 'ઓ ખુદા! આજની રાત મારી ચોકી તમે સંભાળી લો—કાલે હું એના બાપની પહેલી તપાસ કરીશ!'

'ખરી રીતે મારે એ કરવું જોઈતું હતું. અથવા કોઈ ઇન્સાનને શોધીશ—જે આ નિરાધારને પોતાની પાંખમાં લે.'

તે પોતાની પથારીમાં બેસીને બંદગી કરી રહ્યો. ચારે તરફથી ગજબના હુમલા થતા હોય તેમ તેના દરેક દરેક અંગ ઉપર તારાની સુંદરતા ને મોહકતા—બન્નેનાં આકર્ષણ વધતાં ગયાં.

મન ન સંભાળી શકાય તો શરીર સંભાળવું એવા હઠયોગીની પ્રણાલિકાની પેઠે રેતીનું બચ્ચું રેતીના ખડકની જેમ નિર્લેપ બેઠું રહ્યું.

એના બાપની વાણી, માસ્તર ચંદનલાલની વાણી, એની ચોકીદારીની ભાવના, એની ઉજ્જવલ કારકિર્દી એ સઘળાં આ તુફાન વખતે એને રક્ષણ આપી રહ્યાં હતાં.

સવારનો ઉજાસ થયો ને એના ઘરનો કૂકડો બોલ્યો ત્યારે આરબ હરખથી દોડ્યો. 'તારા બહેન! ઊઠો, બહેન! ઊઠો, સવાર થયું!' એમ કહેતો તે તારાને બોલાવવા લાગ્યો.

અને દોડીને એણે ફળીનું બારણું ઉઘાડ્યું. પણ આ શું? આ—એના ભારે આશ્ચર્યની વચ્ચે એક સંન્યાસીને ત્યાં ઊભેલો તેણે જોયો. થોડીવાર તો બંને એકબીજાની સામે જોઈ રહ્યા.

પણ પછી હસન દોડીને તેના ચરણમાં પડી ગયો: 'અરે! માસ્તર સાહેબ! હું બચી ગયો—હું બચી ગયો—ચાલો, તમારી તારાને તો મેં મારી ચોકીદારીમાં અખંડ જાળવી છે તે બતાવું! ચાલો, તમે હવે એને સંભાળો!'

હસનના અંતરમાંથી એક ધીમો અવાજ આવ્યો: 'અલ્યા હસન! હજી તારી આ શેખી કે? ખુદાએ આ

માણુસને મોકલ્યો ન હોત તો તું બની શકે એટલી બધી મહેનત લેવા હવે તૈયારી બતાવત કે? હવે જ્યારે તારાની સુંદરતાએ તને ઢીલો બનાવી દીધો હતો ત્યારે?'

પણ એ અવાજનો કાંઈ જવાબ આપ્યા વિના હસન તો ઉત્સાહથી ચંદનલાલને લઈને તારાનો એને મેળાપ કરાવી દેવા દોડ્યો ગયો.

## રાજભાગ

'વજીનાં કેટલાં 'વાનાં' રિયાં એ તમને કાંઈ ખબર પડે છે? હજી તમારો માનીતો દરજીડો તળશી તો આ બાજુ ડોકાયો જ નથી. કુંભારને કાંઈ કહેવરાવ્યું?'

પોલીસપટેલ જાદવજી નિરાંતે વાળુ કરી રહ્યા હતા. તેણે માથું ધુણાવ્યું: 'બધું ય થઈ રહેશે.'

'પણ પછી ક્યારે? થઈ રે'શે થઈ રે'શે — પણ હજી તો અમ'રી બૈરક વાતો તમે સાંભળી નથી.'

'તુળશી કાલે આવશે, કાલે જ બેસારી દ્યો.'

'અને ગજી — અતલસ — એ તો હજી વેપારીના હાટમાં છે.'

'કાલે આવી જાશે.'

પોતાની એકની એક પુત્રી વજીના થોડા સમયમાં થનારા વિવાહની તૈયારી વિષે, રખાળિયાનો પોલીસપટેલ જાદવજી અને તેની કાંઈક લાડકી, મોંએ ચડાવેલી, વહુ કેસર વાતો કરી રહ્યાં હતાં. આધેડ અવસ્થાએ ત્રીજી વખત પરણીને જાદવજી જરીક ઠરીઠામ થયો હતો. પોતે લીંબુના પાણી જેવો મીઠા સ્વભાવનો માણસ હતો અને ગામમાં

આયર, કાઠી, ગરાસિયા વગેરે કોમની વસ્તી વધારે હતી, એટલે એનો મીઠો સ્વભાવ તેમના સૌના કજિયા પતાવી દેવામાં ભારે ઉપયોગી થઈ પડતો. તેની એક વખત આંહીંથી બદલી થયેલી. પણ જેમ ગામને બીજો પોલીસપટેલ ફાવ્યો નહિ તેમ પોલીસપટેલને બીજું ગામ ફાવ્યું નહિ. ગામડા-ગામની ફોજદારી ને વસૂલાતી બંને સત્તા પોલીસપટેલના હાથમાં હોવાથી જેમ તોફાની, લુચ્ચા, સૌ એને વશ રહેતા તેમ ખેડૂતો પણ પોલીસપટેલને જ રાજા માનતા. ગામના વેપારી, વસવાયા, સૌ એને તાજ વગરનો રાજા માનીને એની અદબ રાખતા. અને જાદવજી પોતે ક્યારે મિજાજ ખોવો એ જેટલું જાણતો એના કરતાં હજારગણું વધારે ક્યારે મિજાજ સાચવવો એ પણ સમજતો. એટલે એને હસતો, ગુસ્સે થતો, ધમકી આપતો, ડરાવતો, વિનવણી કરતો, લાલચ બતાવતો, લાભ દેખાડતો, વેપારી વાત કરતો, અમલદારી બતાવતો એવા એવા અનેક સ્વાંગમાં એક દિવસમાં જોવો એ એક અદ્ભુત રસનો વિષય હતો. મુંબઈ કૉલેજનો પેટદર્દી ચંપકલાલ તો એની ધુળિયા ઑફિસમાં ક્યારેક બેસવા આવતો, ત્યારે નહિ શાહીનું ઠેકાણું, નહિ અક્ષરનું ઠેકાણું, નહિ દફતરનું ઠેકાણું અને છતાં આખા ગામ ઉપર અનિયન્ત્રિત સત્તાધીશની ઢબથી વાત કરતા પોલીસપટેલને જોઈને, એને અદેખાઈ આવતી કે સાલું, મુંબઈના કોઈ સૉલિસિટરની ફર્મમાં મહિને રૂપિયા પંચોતેર અંકે પંચોતેર લેવા એના કરતાં રખાળિયાના પોલીસપટેલ તરીકે રૂપિયા અઢાર અંકે અઢાર લેવા વધારે કીમતી છે. ચંપકલાલે જ્યારે વાત કરી કે સાલું, થોડા

દિવસ તો આંહીંનું પાણી માફક આવ્યું, પેટ પણ સુધર્યું, દૂધ વધારે પચતું હતું, ત્યાં છેલ્લાં બેત્રણ દિવસ થયાં કાંઈક વ્યાધિ લાગ્યો, ત્યારે આવી વાતના અનુભવી જાદવજીએ પૂછ્યું: 'દૂધ કોનું લ્યો છો?'

'ધેનુ રબારણનું—દૂધ તો બહુ સારું છે.'

'દોવરાવીને લો છો—?'

'ના, ના; બિચારી લોટી ઉજળી પોતે જ ઘેર પહોંચાડી દે છે.'

એટલામાં ધેનુ રબારણ જ ત્યાંથી નીકળી. પોલીસ-પટેલે ઓટલા ઉપરથી જ હાકલ મારી.

ધેનુ ત્યાં આવી.

'આ તારી ફરિયાદ છે—'

'શી માબાપ—અમારી ભરવાડુંની માઠી દશા છે—'

'તે દિવસે તેં કહ્યું'તું નાં કે સરકારે રૂપાની બેઆની પણ રહેવા દીધી નહિ—'

'હા. ઈમાં શું? બેઆની રૂપાની હતી તી અમારું વરણ ડોકમાં હારડા નાખતું. હવે આ ચોખંડી કથીરની બેઆનીમાં શું થાય?'

'ઈનું લખાણ સરકારમાં ગયું છે.'

'તી, ભલે ગયું, માબાપ—! અમે તો હતું ઈ કીધું—'

પોલીસપટેલ હસી પડ્યા: 'હવે એ વાત નથી. જો, સાંભળ. તું રાતનું દૂધ ને સવારનું દૂધ ભેગું કરે છે એમાં ગામમાં રોગચાળો ફાટે છે. આ ભાઈને જ પેટ છૂટયું છે!'

'તી હશે—ભૂલ બેત્રણ દી થઈ. હવે નો થાય!'

'જો, હવે ભૂલ ના કરતી.'

'ના રે, હવે થાય?'

ધેનુ તો ગઈ પણ ચંપકલાલે નહિ ધારેલી તેવી વાત જાદવજીએ કઢાવી દીધી. જાદવજીએ કહ્યું કે, 'સાહેબ, એણે તરત કબૂલ કર્યું કારણ કે એમાં પોતે કાંઈ મોટો ગુનો કરી રહી છે એમ એણે માન્યું નથી. હવેથી તમને ચોખ્ખું દૂધ મળશે. આંહીં ગામડાગામમાં કેટલીક વાતની તો ખબર જ હોતી નથી.'

ચંપકલાલે જાદવજીની ખાતર મુંબઈથી થોડી નવી ફેશન મંગાવી વજીનાં લૂગડાં તે પ્રમાણે તૈયાર કરવાનું દરજીને કહ્યું હતું.

પોલીસપટેલના ઘરમાં ધામધૂમ થઈ રહી હતી. જાદવજીને વૃદ્ધાવસ્થામાં જ — ખરી રીતે આખા જીવનમાં આ એકનો એક લહાવો મળતો હતો એટલે એ કાંઈક ઉદાર —કાંઈક આનંદી— કાંઈક પ્રસન્નચિત્ત પણ થઈ રહ્યો હતો. તેની વહુ કેસર ઘરમાં બધું ઠીકઠાક કરવામાં ને મૂકવા ગોઠવવામાં પડી ગઈ હતી.

૨

જાદવજી આધેડ વયનો કાંઈક કાળો આદમી હતો. કેસર ભરજુવાનીમાં હતી, રૂપાળી હતી, ગોરી હતી, ત્રીજવરને પરણી હતી એટલે કાંઈક લાડીલી હતી તેમ કોડીલી પણ હતી. એનું હૃદય આનંદથી છલોછલ ભર્યું હતું. એને પોતાના આધેડ પતિનો અસંતોષ જીવનમાં ક્યારે ય આવ્યો ન હતો. એનું કારણ હતું. જાદવજી પતિ તરીકે અત્યંત સાલસ માણસ હતો. બધું કર્યું કારવ્યું

કેસરનું જ થતું. કેસર ધણીરણી હતી. એટલે કેસરે જીવનમાં જાદવજી તરફનો અસંતોષ અનુભવ્યો ન હતો. આની એક અસર એના જીવન ઉપર એ થઈ હતી કે, એ કાંઈક માયાળુ ને બીજાના દુઃખે દુઃખી થનારી બની ગઈ હતી. એના હૃદયના કોઈ ખૂણામાં કોઈ એવું છૂપું વિષ ન હતું જેથી એના સંસર્ગમાં આવનારને કાંઈક દુઃખી જોઈને એ છાની તૃપ્તિ અનુભવે. કેસર શોખીન ને મોજીલી પણ હતી. એટલે આ પ્રસંગે એના ધાર્યા પ્રમાણે સઘળી તૈયારી થઈ રહી હતી. ગામમાં પણ ભંગીથી માંડીને બ્રાહ્મણ સુધી સૌ પોલીસપટેલને ત્યાં વિવાહના આ પ્રસંગને સ્થાનિક મહત્ત્વની દૃષ્ટિએ જોઈ રહ્યા હતા. જાન મુંબઈથી આવવાની હતી. વજીનો વર બહુ કમાણીવાળો મોટો શેઠિયો હતો. વજી હમણાં તો અત્યંત અગત્યનું માણસ બની ગઈ હતી. કેસર ગૌરવથી આમતેમ ફરી રહી હતી. ઘરમાં નોકરચાકરનો પણ વધારો થયો હતો. પોતે સૌને પ્રેમથી જાળવતી હોય તેમ કેસર સૌને જમાડીજુડાડી પછી જ જમવા બેસતી. દીકરીના ભાવિ વિયોગને લીધે એનામાં એક જાતની નરમાશ જન્મી હતી. એટલે એ સૌને પ્રેમથી નિહાળી રહી હતી, ને જવાબદારીભરેલી ગંભીરાઈથી ઘરનું સૌ કામ તપાસી રહી હતી. જાદવજીને મનમાં હતું કે આ કામ ઊકલી જાય તો ગંગા નાહ્યા. પોતે વર્ષો થયાં આ એક જ ગામમાં હતો ને સૌ સાથે સારાસારી હતી એટલે એને આ પ્રસંગે પાંચ પૈસાની આશા પણ હતી.

એટલે આ પ્રસંગ રંગેચંગે કોઈ જાતના વિઘ્ન વિના પાર ઊતરી જાય માટે એ બહુ કાળજી રાખી રહ્યો હતો.

૩

'ખરેખર?'

'ત્યારે શું ખોટું છે, સાહેબ?'

'પણ —'

'હવે પણ ને બણ. થોડોક વખત કાઢશો તો પરહદમાં હાલ્યા જશે. પછી કાંઈ જવાબ પણ નહિ દીએ.'

જ્યારે પસાયતા વીરુએ સમાચાર આપ્યા ત્યારે જાદવજીને પ્રથમ તો આશ્ચર્ય થયું. પણ પછી લાગ્યું કે કણબીભાઈ છે તેનો શો ભરોસો? — આ વરસ નબળું હતું, છેલ્લાં પણ બેત્રણ વરસ નબળાં હતાં. એટલે ગામમાંથી આઠદસ ખેડૂતો ગાડાં જોડી અરધી રાતે ઘરવખરી લઈ ભાગી છૂટ્યા હતા. જમીનનાં ઢેફાં ને માટીનાં ખોરડાં એ સિવાય બીજું કાંઈ એમની પાસે રહ્યું ન હતું, એટલે ગાડું બળદ જોડી, રહીસહી ઘરવખરી લઈ સૌ ભાગી છૂટ્યા હતા. પરહદમાં જઈ નિરાંતે મજૂરી કરી રોટલો રળી ખાવો એવો વિચાર કરી ભાગ્યા હતા. દરબારી દેણું ભરતાં એમની ત્રણ પેઢી થઈ ગઈ પણ હજી દેણું ઊભું હતું, વાણિયાનું દેણું હતું, દરબારી દેણું હતું, હાટવાળાનું દેણું હતું — આ સઘળામાંથી છૂટવા માટે સૌ સંપીને અરધી રાતે ઉચાળા ભરીને ભાગ્યા હતા. એમને માત્ર દેણું ગુમાવવાનું હતું. પસાયતા વીરુના આ ખબરથી જાદવજીના અંતઃકરણને ધક્કો લાગ્યો. પોતાનો જીવનભરનો એકનો એક પ્રસંગ બગડતો લાગ્યો. તે એકદમ તયાર થઈને દોડ્યો ને બરાબર જ્યાં પરહદમાં પ્રવેશ કરવાની

ખેડૂતો તૈયારી કરી રહ્યા હતા ત્યાં જ તેમને પકડી પાડ્યા.

ખેડૂતો કરગરી પડ્યા: 'માબાપ! હડમાં પૂરવા શું કરવા લઈ જાઓ છો?'

'અરે જાવ રે માળા ગાંડિયા! હું એઠાં તમને કોણ હેડમાં પૂરવાનું છે?'

'પણ માબાપ! તમે જ કહેશો કે હવે વાત મારા હાથમાં નથી. સા'બ કરે તે ખરું!'

'અરે જાવ રે, જીવા પટેલ! તમે સમજાવો, તમે સમજાવો. એમ તે કાંઈ, બાપદાદાનું ગામ છોડાય!'

'પણ માબાપ! ગામ નહિ છોડીઈ, તો અમારાં હાડકાં ગોત્યાં નહિ મળે!'

'અરે જાવ રે, લ્યો ચાલો — સૌ પાછા ચાલો.'

જાદવજીએ પટાવી ફોસલાવીને સૌને પાછા વાળ્યા. પછી કોઈને ધમકી આપી, કોઈને લાલચ આપી, કોઈને જેલનો ભય બતાવી, એક પછી એક સૌને ઠેકાણે લાવી દીધા. બેત્રણ દિવસમાં મામલો થાળે પડી ગયો.

ગામમાં પોલીસપટેલના ઉત્સવનો પડઘો તો હતો જ, એટલામાં બેત્રણ કણબીભાઈને ત્યાં ઢગ પણ આવી હતી એટલે એનો ઉત્સવ મળ્યો હતો. આ ત્રણે કણબીભાઈ પેલા ભાગેડુ હતા, પણ સમય સાચવવા, તેમની તાકાત નહિ છતાં, તેમણે પણ પોતપોતાને આંગણે, ઉત્સવનું જ વાતાવરણ રાખ્યું હતું. ગામનો એકઆંખી ભંગી લલ્લુડો તો એક ટાંગ છતાં જાણે અધર કૂદતો હોય તેમ ચાલતો હતો, ને તેની વહુ શનકી તો સાચાં ખોટાં ઘરેણાં ને હીરાગળ લૂગડાં પહેરી પોતાને ત્યાં જ વિવાહ હોય એમ ફરી રહી

હતી. 'અરે! છેટી રે', છેટી!' એમ કરતા ગામડાના જુવાનો પણ, એની ગોરી ચામડીમાં ઓપી નીકળતાં ભાત-ભાતનાં લૂગડાંથી મોહીને એના તરફ જોઈ રહ્યા હતા અને માત્ર મોઢેથી 'છેટી રે', છેટી રે'!' એમ કરતા હતા. શનકી પણ એકાક્ષી લલ્લુડાની બૈરી હતી. એટલે મનમાં સમજતી કે, આ મોઢેથી બોલનારા એને 'છેટી રે', છેટી રે'!' એમ કહી બિચારા પોતાના દિલની વાતને જ જરાક મારગ આપી રહ્યા છે. એટલે તો શનકી હસીને જવાબ દેતીઃ 'અરે! માબાપ! હું તો છેટી જ મૂઇ છું! ભગવાને આટલી બધી ધરતી તો આપી છે. અંધારું છે તે કાંઇ ભટકાઈ જાશું?'

અને એ હસી પડી આગળ ચાલી જતી. પણ એના દ્વિઅર્થી વાક્યનો મનગમતો અર્થ ગ્રહી બિચારા જુવાનો નાહકના એની પાછળ પાછળ હેરાન થતા.

૩

તે દિવસે પોલીસપટેલની જાન પણ આવી ગઈ હતી, અને ગામ આખું હિલોળે ચડયું હતું.

એટલે ગામને પાદર વસૂલાતના એકબે મહેતા ને એકબે પોલીસ સાથે ફોજદાર એવો ઠાઠમાઠ જોઈને શનકી આભી બની ગઈ. એટલામાં તો પોલીસપટેલ જાદવજી પણ હાંફળાફાંફળા આવી પહોંચ્યા. તેમણે નિયમ પ્રમાણે ભાગેડુ ખેડૂતોનો રિપોર્ટ તો કર્યો જ હતો, ન કરે તો વળી કોઈ વિઘ્નસંતોષી એને નુકસાન પહોંચાડી દે. પણ એ પ્રસંગ બને તેટલો નજીવો ગણાય તેવી ભાષા એણે વાપરી હતી,

એટલે આમ અચાનક કાંઈ પણ જણાવ્યા વિના સિપાઈ, કારકુન, ફોજદાર સૌને આવેલા જોઈને એને નવાઈ લાગી.

'કેમ સા'બ!'

'આ તમારે ત્યાં લગન છે તે, અમારે શોભામાં વૃદ્ધિ કરવી પડે નાં!' ફોજદારે કહ્યું.

'જી હા, જી હા. પધારો! પધારો! એવાં મારાં ભાગ્ય ક્યાંથી?' પણ સાથેના વસૂલાતી કારકુનને જોઈને જાદવજીને મનમાં કુશંકા ઊઠી હતી. તેણે પસાયતા વગેરેને બોલાવીને ફોજદાર સાહેબના ઉતારા વગેરેની તાત્કાલિક વ્યવસ્થા કરાવી દીધી.

'કેમ ભગવાનજીભાઈ! સાહેબ! કેમ આમ અચાનક? પછી જાદવજીએ ધીમેથી વસૂલાતી કારકુનને પૂછ્યું.

'આ ભાઈ, અમે તો ચિઠ્ઠીના ચાકર. જપ્તી લઈને પણ વસૂલાત લેવાનો હુકમ થયો છે!'

'પણ હજી હમણાં ક્યાં એ ખેડુ ભાગે તેવા છે?'

'આપણે તો બધુંય સમજીએ, પણ ઉપરવાળાનું મગજ — ને આપણા હાથપગ —'

જાદવજીએ ટૂંકાવવાનો પ્રયત્ન કર્યો: 'છે કાંઈ હમણાં સાહેબને ત્યાં પ્રસંગ —?'

કારકુન સમજ્યો. 'પણ હવે આ વાત તો ચોળાઈ ગઈ છે.' તે બોલ્યો.

'કેમ?'

'મોટા સાહેબે પોતે સગે હાથે હજૂર હુકમથી શેરો માર્યો છે!'

જાદવજી ધ્રુજ્યો. પોતાને ત્યાં આ વિવાહપ્રસંગ—

એ જ વખતે કોઈકને ત્યાં જમી લઈ જવી એ એને ભયંકર લાગ્યું. એટલામાં એને સાંભર્યું કે જેમને ત્યાં જમી લઈ જવી છે તેમને ત્યાં તો ઢગ આવી છે. ભરયૌવનમાં આવેલી ત્રણ છોકરીઓને છેલ્લાં ત્રણચાર વરસથી, કણબી ભાઈઓ મોળા વરસને અંગે તેડવા જઈ શકયા ન હતા ને તેમના માબાપ પણ કોઈને બોલાવી શકયાં ન હતાં. આ વરસે એ ત્રણે છોકરીઓને તેડવા ઢગ આવી હતી. જાદવજીને એ સાંભર્યું. તેણે કહ્યું:

'પણ એમને ત્યાં તો ઢગ આવી છે!'

'સાહેબને વાત કરીએ,' કારકુને કહ્યું.

'ફોજદાર સાહેબ માટે અલ્યા! દૂધ જોશે હો!' મોટેથી એવો હુકમ કરીને, જાદવજી ત્વરાથી ફોજદાર સાહેબ પાસે ગયો. ફોજદાર સાહેબે કહ્યું: 'રહેવા દો, પોલીસપટેલ, તમારે ત્યાં પણ પ્રસંગ છે. ગામમાં પણ ઉત્સવ છે —'

'જી, હા. ગામમાં ઢગ આવી છે—'

'એમ? કોને ત્યાં?'

'સાહેબ! આ આપને જયાં જવું છે ત્યાં જ છે!' જાદવજી પ્રતીક્ષા કરતો ઊભો.

'ઓ—હો! તો તો દૂધમાં સાકર ભળી.' જાદવજી ધ્રૂજયો: એ ગમે તેમ તો ય સ્થાનિક માણસ હતો. એના અંતરમાં સૌનું થોડું થોડું વસી રહ્યું હતું.

'સાહેબ! —'

'ત્યારે તો આપણે ઢગને ઊપડવાનો વખત થાય તે પહેલાં પહોંચી જઈએ —'

'પણ સાહેબ !—'

'હવે પણ ને બણુ—વસૂલાત ભરે ત્યાર પછી છોકરીઓ સાસરે જાય. નહિતર આવે અમારી સાથે—આપણે ક્યાં કોઇને હેરાન કરવા છે—કોઈ ન ભરે તો સાસરાવાળા તેડવા આવ્યા છે એ ભરી દે. આ મોકો તો સારો છે, પોલીસપટેલ—તમે કેમ આવા મોળા છો? આવો પ્રસંગ તે ભુલાય?'

'સાહેબ! મારે ત્યાં પ્રસંગ છે. મારે પણ જુવાન છોકરી છે—' જાદવજી નરમ થઈ ગયો: 'આપણાથી બને તો સૌની આબરૂ સાચવવી.'

'હા ભાઈ!હા! હું સમજ્યો. આપણે ક્યાં કોઈની આબરૂ પાડવી છે? આપણે તો મોકો પકડવો છે— લ્યો, ચાલો—' જાદવજી તો ચીઠીનો ચાકર હતો. એને પણ સાથે ચાલવું પડ્યું. એના મનમાં ગડભાંગ થતી હતી, પણ કાંઈ ને કાંઈ માર્ગ મળી આવશે—ઝટ પતી જાય તો સારું એ આશાએ એ ચાલ્યો. ફોજદાર સાહેબ વસૂલાતી કારકુનોને આંખ મારી રહ્યા હતા.

૪

'પટલિયા! રામ રામ! આ તમારે ત્યાં આવો ઓચ્છવ છે ને અમે ગામને પાદરથી સાવ કોરા જઈએ એમ?,

ફોજદારના વાક્યનો મર્મ પટેલિયાઓ સમજ્યા તો ખરા. પણ તેને સારા અર્થમાં જ લઇ એક જણે પછેડી પાથરી લાડવાનો ઢગલો કર્યો.

'લ્યો બેસો, સા'બ!'

ફોજદાર ને સિપાઇઓ આંખ મારીને બેસી ગયા. જાદવજી તલપાપડ થતો હતો. એટલામાં ઘરમાંથી એક છોકરીએ જાદવજીને સાદ કર્યો.

જાદવજી અંદર ગયો.

નવા, કોરા, ભરતભરેલાં વસ્ત્રોને લીધે જેમનું યૌવન, તારાંકિત રજની જેવું નિર્મળ ને રૂપાળું લાગતું હતું, એવી ત્રણ છોકરીઓ તેની સામે ઊભી રહી. દેહ ઉપર સોનુંરૂપું તો ક્યાંથી હોય — પણ જેવું પહોંચ્યું તેવું પોતાને હાથે ભરતભરેલું, આભલાં ચોડેલું, હીર શણગારેલું, એક એક સુંદર કાપડું તેમને શણગારી રહ્યું હતું: નીચે પાણકોરાનો જાડો ઘાઘરો, લાડવા ભાતના હીરભરતવાળો શોભી રહ્યો હતો. માથા ઉપર લાલ ગલબાંધણી ઓઢી હતી. જાદવજી જોઈ રહ્યો. છેલ્લાં ત્રણ ત્રણ વર્ષથી બધી છોકરીઓ પોતાનાં ભરત સાસરામાં લઈ જવા માટે પોતાને હાથે તૈયાર કરી રહી હતી એ એનાથી અજાણ્યું ન હતું.

'જાદવજી બાપા! અમે તો હવે જાઈ છઈં પણ તમે અમારા મા ને બાપને, જરાક આશરો આપજો. તમારો આધાર હશે તો સખેદખે આ વરસ કાઢી નાખશે!'

ત્રણે છોકરીઓ રડી પડી.

જાદવજી કાંઈ બોલ્યા વિના માત્ર માથું હલાવી પોતાની ભીની આંખ લુપાવતો બહાર આવ્યો.

ઢળ તૈયાર થઈ. છોકરીઓ બહાર આવી. સાસરાના માણસો ખડકી બહાર ગાડા પાસે ઊભા હતા, એટલે ત્રણે છોકરીઓ પોતાના કુંકુમથી શણગારેલા કપાળના અરધા ભાગને વસ્ત્રથી ઢાંકી, નત મસ્તકે ને ભીની આંખે

ઓશરીની કોર પર આવીને ઊભી રહી.

જે ખંડેર છોડવાનું હતું તે ખંડેર તરફ ત્રણે જણી જોઈ રહી. આંહીં એમણે બાળપણ વિતાવ્યું હતું: યૌવન અહીં જ આવ્યું હતું: ને કદાચ સુખેદુઃખે વૃદ્ધાવસ્થામાં પણ આ ખંડેર જ તેમને સંઘરે તેમ હતું.

ફોજદારે લાડવાનું છેલ્લું બટકું સામે ઊભેલા કૂતરાને ફેંકી દીધું.

'પટલિયાઓ! — અરે, ભાઈ જાદવજી ભાઈ, આમ આવો ને —'

જાદવજી ત્યાં ગયો.

'વસૂલાત આપ્યા વિના છોકરીઓને સાસરે નહિ મુકાય, એવો હુકમ છે,' ફોજદાર બોલ્યા.

'પણ સા'બ—એમણે તો બળદગાડાં વેચી નાખ્યાં ગયે વર્ષે; ઓણ તો માગ્યે બળદે ખેતી કરે છે. હવે શેમાંથી વસૂલાત ભરશે?'

'શેમાંથી? લ્યો આ કાગળ —'

જાદવજીએ કાગળ હાથમાં લીધો. કણબી થંભી ગયા. જુવાન કન્યાઓ પથ્થરમાંથી કોતરેલી પૂતળીઓ પેઠે ઊભી રહી ગઈ.

અર્ધઉઘાડી ખડકીમાંથી શનકીનો અવાજ આવ્યો. તે જાદવજીની વહુ કેસરને કહી રહી હતી.

'જુઓ, માબાપ! કે'તી નોતી, સા'બ ને બધાય નીયાં છે? આજે તો આંહી મેળો છેનાં માબાપ!'

કેસરે અંદર પ્રવેશ કર્યો. ભંગિયણ શનકીએ આપેલા સમાચારથી તે આંહીં આવી પહોંચી હતી. તે જાદવજીને

શોધી રહી હતી, ત્યાં શનકીએ ખબર આપ્યા કે બધાય ઢગવાળો ઘેર છે.

કેસરે અંદર પ્રવેશ કર્યો ને ભંગિયણ તો છેટી એક બાજુ, કૂતરાં ઊભાં હતાં ત્યાં, ઊભી રહી.

કેસર અંદર જઈ જાદવજી પાસે ઊભી રહી. તેને કાંઈ સમાચાર આપવાના હતા પણ જાદવજી કાગળ વાંચી રહ્યો હતો.

તે કાગળ વાંચી થંભી ગયો.

અંદર હુકમ હતો કે "બીજી રીતે વસૂલાત નહિ થાય એમ લાગે તો છોકરીઓને સાસરે જતાં રોકવી. ને સાસરા પક્ષનાં માણસો પૈસા ભરે તો તેમને સોંપવી. નહિ-તર છોકરીઓને બીજે બેસારીને પણ પૈસા વસૂલ કરવા."

જાદવજી થંભી ગયો. શું બોલવું તેની એને ગમ ન પડી.

તેણે ફોજદારને કાગળ પાછો આપ્યો. ફોજદારે તેની સામે જોયું: 'મને શું કરવા આપો છો!—તમે બોલાવીને ચોકસી કરો —' જાદવજીએ જીવા પટેલને બોલાવ્યો. જીવો પટેલ આવ્યો, આજને દિવસે પણ તેનાં લૂગડાં થીગડાંથી ભરેલાં હતાં. ને માથે તો પાઘડીને બદલે ફાળિયું જ વીંટયું હતું.

'તમારી બાકીનું શું?'

'ભરી દેશું, બાપા!—'

'પણ હુકમ છે, વસૂલ લેવાનો —'

'જે કાંઈ હતું—તે માબાપ! આ ત્રણ છોકરીઓનાં ત્રણ લૂગડાં થયાં, હવે કાલનો દી ચાલે એટલી બાર ઘરમાં નથી!'

'છોકરીયું છે નાં?—' ફોજદારે કહ્યું. એ સાંભળી પટેલ ભડકી ગયો. જાદવજી થંભી ગયો, કેસર ધ્રૂજી ઊઠી. નતમસ્તક ઊભેલી કન્યાઓ થરથરી ગઈ.

'હા, માબાપ! છોકરીયુંને આજ વળાવું ને કાલથી શરીર તોડીને દરબારી દેણું ભરું!'

'પણ છોકરીયુંને મોકલીશ સાસરે કયાંથી? સાસરાવાળા વસૂલાતના પૈસા ભરે છે?' ફોજદાર બોલ્યો.

'ઈ કયાંથી ભરે?'

'તો?'

કેસરે જાદવજીને કાનમાં કહ્યું: 'શું છે?'

જાદવજીએ કાંઈ જવાબ આપ્યો નહિ, 'લ્યો પોલીસ-પટેલ! આ હુકમ — અમે તો રસ્તે જતાં તમને હુકમ પહોંચાડયો — આ વસૂલાતી કારકુન રહ્યા — જમી કરીને છોકરીઓને અટકમાં રાખો — ને ન માને તો બીજે બેસારીને પૈસા વસૂલ કરો — અમે તો આ હાલ્યા —' ફોજદારે જાદવજીને કાગળ આપવા હાથ લાંબો કર્યો. કેસરે જાદવજીના કાનમાં કહ્યું: 'આપણે છોકરીઓને અટકમાં નથી લેવી હો — ગમે ઈ થાય — નોકરી ભલે જાય —'

જાદવજીને પોતાની નોકરી ચાલી જતી લાગી. તેણે હુકમ લેવા હાથ લાંબો કર્યો.

'શું કરો છો?' કેસર બોલી.

બીજી ક્ષણે જાદવજીની દૃષ્ટિ ઓશરીના કિનારા પર ઊભેલી ત્રણે યૌવનમૂર્તિ પર પડી. જાણે પથ્થરમાંથી કોતરી હોય એવી અડગ એ ઊભી હતી. તેમની આંખમાંથી આંસુ પડતા ન હોય તો કોઈ જાણે નહિ કે તે જીવે છે. એટલી

નિશ્ચલ પથ્થરમય એમની દેહ બની ગઈ હતી.

પોતાને ત્યાં થોડા દિવસ પહેલાં જ આ છોકરીઓ ગાર કરવા આવી હતી, ને ઓળીપાને ચાકળા પાડવાની સ્પર્ધાસ્પર્ધીમાં એકબીજીને શૃંગારિક માર્મિક વાક્યોથી વીંધી રહી હતી. બિચારો જાદવજી! એ કવિ કાલિદાસ હોત, તો અનિચ્છાએ છાની સાંભળેલી આ કથામાંથી, શકુન્તલાની પ્રિય સખીઓના સંવાદ જેવો મુગ્ધયૌવનના અતૃપ્ત અભિલાષનો જગવિખ્યાત કાંઈક સંવાદ રચી કાઢત. પણ એ કાલિદાસ ન હતો, એટલે અત્યારે એને તો ત્રણે છોકરીઓની યૌવનસુલભ શૃંગારકથા સાંભરી આવી. અને ત્રણેના મુખ ઉપર ફરીને એની દૃષ્ટિ કેસર સામે ફરી:

'શું કહે છે?'

'તમારી પોતાની છોકરી છે નાં — એને સાસરે નો લઈ જવા દે તો — ? લેશો મા હાથમાં કાગળિયો—સપાઈડાના ધંધા —' છેલ્લા શબ્દો, તે બહુ ધીમેથી બોલી એટલે કોઈએ સાંભળ્યા નહિ. 'આપણે એવી નોકરી નથી કરવી. બહુ કરી —' તેણે ધીમેથી ઉમેર્યું.

જાદવજીએ લાંબો કરેલો હાથ પાછો ખેંચી લીધો.

'સાહેબ! મારાથી એ નહિ બને —'

'શું?' ફોજદારે પાછા ફરીને પૂછ્યું —

'આ છોકરીઓને અટકમાં લેવાનું — આ મારું રાજીનામું. હું હુકમ લેવા ના પાડું છું. બીજો પોલીસપટેલ ભલે આવે —'

'તે તમે જાણો, અમે તો બીજે જવાના હતા ને રસ્તામાં રોકાણા — આ વસૂલાત કારકુન જાણે ને તમે

જાણો — બીજે આવે ત્યારે વાત — અમારે શું ? અમે તો આ ચાલ્યા.'

જાદવજી કાગળ નીચે 'મારાથી એ નહિ બને' એમ સહી કરી, કાગળ ફેંકી ચાલતો થઈ ગયો, જતાં બોલતો ગયો :

'જીવા પટેલ ! બહેનોને જલદી બહાર લાવો — ગાડાં ખોટી થાય છે !'

પણ કેસર ઓશરીમાં પહોંચી ગઈ હતી: 'જલદી ચાલો, છોકરીઓ ! —' એણે છોકરીઓને જગાડી. ત્રણે છોકરીઓથી વીંટાઈને જ્યારે કેસર બહાર આવી ત્યારે આખા ગામમાં વાત ફેલાઈ ગઈ હતી કે પોલીસપટેલે રાજીનામું આપ્યું છે.

અને પોલીસપટેલ હોદ્દા ઉપર હોય તો એને ત્યાં ચાંદલો કરવો જોઈએ એમ ધારીને એને ત્યાં દોડતા માણસોમાંથી અરધોઅરધ માણસ આ સમાચાર સાંભળતાં જ ખીસામાં રૂપિયા મૂકી, રસ્તે મળતા પોલીસપટેલને ખોટા ખોટા વિવેક કરીને, ઉતાવળે ઉતાવળે પોતપોતાનાં ઘર તરફ વળી રહ્યા હતા.

* *
*

તે સાંજે જ્યારે પોલીસપટેલને ત્યાં ધામધૂમ થઈ ત્યારે પોલીસપટેલને ત્યાં આવનારાઓમાં સૌથી વધારે ધ્યાન ખેંચનારી ભંગિયણ શનકી જ થઈ પડી. આથમતા રવિને અને અધિકારઉતર્યા અમલદારને માટે જે લોક-વાણી હતી તેને અનુસરીને, જાદવજીએ આજે બતાવેલ

માનવતાને પણ લોકોએ કાંઈ હિસાબમાં ન ગણી. ઊતર્યો અધિકાર કોડીનો એ વ્યવહારુ ડહાપણ જ સૌએ સ્વીકારી લીધું. એક શનકી ભંગિયણ જ એથી જુદી હતી.

એનું એકનું મન અધિકાર અનધિકારનો ભેદ સમજે તેવું રહ્યું ન હતું.

# પૈસાદાર ગરીબ

## ૧

ખાપરો અને કોડિયો — એ બંને ઐતિહાસિક વ્યક્તિઓ છે કે લોકની જીભે રમી રહેલાં નામ માત્ર છે એ ખબર નથી. પણ જૂનાગઢ પાસે એક ગુફા જેવું છે એ ખાપરા-કોડિયાનો મહેલ છે, એમ ઘણા માણસોને વાતો કરતાં સાંભળ્યા છે. પણ એ બન્ને નામચીન ચોરના નામનો આંહીં ઉલ્લેખ કર્યો છે એ એમનો ઇતિહાસ આપવા માટે નહિ, પણ એક વખત અમારા ઘરની સામે બે ભાઈઓ રહેતા હતા તેમનો નિત્યવ્યવહાર જોઈને બીજા કોઈ સારા શબ્દના અભાવે અમે ખાપરા-કોડિયાનું નામ આપેલું તે સંભારવા પૂરતો જ આ ઉલ્લેખ છે. એ બન્ને ભાઈઓ ભાગ્યે જ તેર અને પંદરના હશે. મૂળ તો કોઈ ગામડાના જ રહેવાસી હતા અને હાઇસ્કૂલમાં ભણવા માટે આ ગામે આવીને વસ્યા હતા.

અમારા ઘરની બરાબર સામે એમણે એક ઓરડી ભાડે રાખી હતી. ફળિયું બન્ને ઘરનું એક જ હતું. સામ-

સામેની ઓસરીને ખપાટની જાળીઓથી બંધ કરી હતી, એટલે એકબીજાના વ્યવહારને જોઇ શકાય અને વાતો સાંભળી શકાય એટલી નિકટતા હતી. એ નિકટતા ક્યારેક ઇચ્છવાજોગ હતી, ક્યારેક અસ્વસ્થતા પણ આપતી. એટલે ગામમાંથી એકાદ જૂનું ગૂણિયું લાવીને બન્ને ભાઈઓએ પોતાની થોડીઘણી એકાંત જાળવી શકાય એવું કરી લીધું હતું.

પણ આ બન્ને ભાઈઓ વિષે જરાક વધારે અનુભવ થયો ત્યારે ખબર પડી કે 'તાલિમપિ ન દદ્યાત્' એ પન્થના એ બન્ને આગ્રહી ઉપાસકો હતા. આટલી નાની વયમાં આવી વ્યવહારકુશળતાને લીધે એમ કોઈક અનેખી રીતે સૌથી જુદા પડી જતા. સાડાદસે સ્કૂલે જાય ત્યારે એક જણ તાળું હાથમાં રાખીને ઊભો રહે. બીજો, કૂળીમાંથી ફૂટેલ લોટો, તૂટી ગયેલ ડોલ, વીંખરાઈ ગયેલ સાવરણી અને ભાંગી ગયેલ લાકડી સુધ્ધાં અંદર મૂકી દે. છાણાંનો ઢગલો બહાર પડ્યો હોય તે તરફ બેત્રણ વખત બન્ને જણા આંટા મારે, અને કાંઇક અર્થભરી મૌન વાત કરીને પછી જ નિશાળે જવા નીકળે. ચાલી નીકળ્યા પછી પણ એકાદ વખત પાછા ફરીને જોવા ન આવ્યા હોય એવો પ્રસંગ પણ વિરલ જ. અર્થભરેલી મૌન વાત એ એમની ખાસ વિશિષ્ટતા હતી.

મોટો હેમચંદ હતો. પણ વધારે હોશિયાર પ્રેમચંદ હતો. કેટલાક નિયમો તો એમણે બન્નેએ જીવનસૂત્રો પેઠે નિત્યવ્યવહારમાં જાણે કે વણી લીધા હતા. હેમચંદ બહાર ગયો હોય ને ભાડાવાળો ભાડું લેવા આવે તો પ્રેમચંદ

પાસે જવાબ તૈયાર જ હોય: 'મોટાભાઈ નથી ને!' પ્રેમચંદ બહાર ગયો હોય ને જો એ લેવા આવે તો મોટાભાઈનો જવાબ પણ એ જ હોય: 'નાનાભાઈ નથી ને!' એ જ પ્રમાણે દૂધવાળાને — છાણાવાળાને — દળણું દળનારને — સૌને બેત્રણ ધક્કા ખવરાવ્યા વિના એક પૈસો ન આપે. એમને એવી રીતે જવાબ આપવામાં એક જાતનો આંતરિક આનંદ આવતો હોય એમ લાગતું. ઉઘરાણી કરનારને એ પ્રમાણે રવાના કર્યા પછી જ્યારે બન્ને જણાં ભેગા થાય ત્યારે ખૂબ મોટેથી હસી પડે. એ પ્રમાણે એ હસતા હોય ત્યારે જાણવું કે કોઈક ઉઘરાણીવાળાને આજે બનાવ્યો છે! છતાં બન્ને વ્યવહારના ચોખ્ખા હતા, અને જેટલા વ્યવહારમાં ચોખ્ખા હતા એટલા જ હિસાબમાં પણ પક્કા હતા. સો છાણાં એક વખત વીસ દિવસ ચાલે — ને બીજી વખત બાવીસ દિવસ ચાલે — તો બરાબર એ હિસાબ કરીને થોડા ભૂકાવાળાં છાણાં જ ખરીદે. શાકપાંદડું, દાણાદૂણી, અરચૂરણ પરચૂરણ તમામમાં આ રીતે જ. પણ હેમચંદપ્રેમચંદની જુગલજોડીને થોડા વખતમાં સૌ ઓળખી ગયા. એટલે પછી બકાલ વેપારીઓ તો 'હવે લીધાં લીધાં શાક, ખાપરા - ખોડિયા!' એમ કહીને એમને તિરસ્કારી કાઢતા. પણ એવા કોઈ પણ જાતના બિનનુકસાની તિરસ્કારથી એ ડરે તેવા ન હતા. એમને મન તિરસ્કાર, અપમાન, બોલાચાલી, ખોટું લાગવું — એ સઘળા ખીસામાં મૂકી દેવાના શબ્દો હતા. એમને આર્થિક નુકસાન જ ગણનાતુલ્ય લાગતું.

આ હેમચંદપ્રેમચંદની જુગલજોડીનું એક વિશિષ્ટ

લક્ષણ જ્યારે નજરે ચડ્યું ત્યારે પહેલવહેલાં તો અમારા સૌનાં આંગળાં મોંમાં જ રહી ગયાં. બન્ને જણા હેરાન થાય છે એ જોઈને એક દિવસ રાત્રે તેઓ મોડા આવ્યા એટલે, ખાસ અનુકંપાથી પ્રેરાઈને, હું પોતે એમને શાક આપવા ગયો. એમણે શાક લીધું તો ખરું — પણ કચવાતે મને. બીજાનો જરા જેટલો પણ ઉપકાર ન લેવાની એમની આ વૃત્તિએ મારા ઉપર બહુ ઊંડી અસર કરી. પણ બીજે દિવસે હેમચંદે, કોઈ સાંભળતું નથી એમ ધારીને, પ્રેમચંદને કહ્યું ત્યારે ખરી ખબર પડી. 'જો ભાઈ, એમ કાંઈ શહેરનાં માણસ ભોળાં ન હોય તે મફત શાક દેવા આવે. કાં શાક ફેંકી દેવા જેવું હશે, કાં કાંઈક લેવાને માટે આપ્યું હોય, વખતે એનો બદલો લેવા થાય માટે આપ્યું હોય!' આટલી નાની વયમાંથી, આ દૃષ્ટિએ જીવનને જોવાની એમની વિચારશક્તિ જોઇને તે આખો દિવસ હું દિઙ્મૂઢ જેવો બની ગયો. હેમચંદ-પ્રેમચંદ તો કોઈનો પણ વિશ્વાસ ન કરવાની એમની તાલીમમાં ડગે તેવા ન હતા. પછી તો મેં એમના જીવનમાં ડોકિયું કરવાનું જ છોડી દીધું.

૨

એક વખત એમનાં માબાપ આવેલાં એટલે વિવેકની ખાતર એમની ઓશરીમાં જઈને સોપારી ખાતાં ખાતાં મેં બન્ને ભાઈઓની પ્રશંસા કરી—ખાસ કરીને એમની સાવચેત રહેવાની વૃત્તિની. એમના બાપે આપેલો જવાબ લાક્ષણિક હતો. 'હા, ભાઈશા'બ જુઓને, અમે ગામડાનાં

માણસ. શહેરના લોક લુચ્ચા. અમને ઘડીના છઠ્ઠા ભાગમાં, માબાપ, લૂંટી જાય. છોકરાં નાનાં છે, પણ તમારો ઓથ છે તો ધીમે ધીમે આગળ વધી જાશે.'

શહેરનાં માણસ લુચ્ચાં જ હોય, એ પિતાએ આપેલા નિયમમાંથી, બન્ને પુત્રોએ માણસ લુચ્ચાં હોય છે, એ સૂત્ર ગ્રહણ કરેલું જણાયું. એમની મા બિચારી ભોળી, પણ ઘરમાં કોઈ જાતનો પોતાનો અવાજ ન હોઈ શકે, એ માન્યતા ધરાવનારી લાગી. 'જુઓને માડી! મને શા ખબર પડે હિસાબમાં? પ્રેમચંદ આવે તો તમને સમજાવે.' આ એનો જવાબ પણ એના આખા વ્યક્તિત્વનો સૂચક હતો. માબાપ લગભગ પંદર દિવસ રહ્યાં, પણ એક કલાક એવી નહિ ગઈ હોય કે જેમાં પ્રેમચંદ–હેમચંદે પરમ-સૂત્રોની માળા જેવી જીવનનિયમાવલિ સાંભળી ન હોય: 'વિશ્વાસ કોઈનો નહિ, બેટા!' 'દૂધવાળાં ભારે લુચ્ચાં હોય.' 'છાણાવાળાને તો ઝટ પૈસા આપતો જ નહિ–ધૂંધવાતાં નથી એ ખાતરી કર્યા પછી પંદર દિવસે અને તે પણ પાંચ ધક્કા ખવરાવીને.' 'રાતે તો દૂધરોટલો ખાઈ લઈએ, ખીચડીની માથાકૂટ નહિ.' નાની નાની આવી અનેક વાતમાં ઝીણવટથી જોતાં શીખનારી બન્ને ભાઈઓની આ વૃત્તિને લીધે એમને પરીક્ષાઓમાં બહુ જ સફળતા મળતી. નંબર પહેલો — અને બીજો — એ હંમેશને માટે એમનાં ચોક્કસ નિશાન થઈ પડ્યાં. હું રહ્યો ત્યાં સુધીમાં હેમચંદ–પ્રેમચંદ સર્વોત્તમ વિદ્યાર્થીઓ ગણાતા. એ વ્યવહારકુશળ બહુ જ બન્યા હતા. એમને કોઈ છેતરી જાય એ અશક્ય મનાતું હતું. ખરેખરા

બુદ્ધિશાળી — પણ સંકુચિત વૃત્તિવાળા, એમને માટે ઉજ્જવલ ભવિષ્યની આગાહી થઈ રહી હતી.

૩

થોડાં વર્ષો પછી એક વખત રખડતાં રખડતાં, છોટા સીમલામાં જોયેલું P. D. Sheth નું પાટિયું મારે કોકડા જેવું થઈ પડયું. આ — પી. ડી. શેઠ ક્યાંના? — એક દિવસ હિંમત કરીને અંદર ગયો તો પટાવાળાએ ફળીમાં જ રોકી દીધો. રોકયો ન હોત તોપણ દીવાનખંડના અર્ધા ઉઘાડા બારણામાંથી જરાક ડોકિયું કરતો 'બુલડોગ' આપણા જેવાના પગ પાછા લેવરાવવાને બસ હતો. 'બુલડોગ' જોઈને પટાવાળાનો ઉપકાર માન્યો કે એણે ત્યાં રોકી દીધો. અંદર ચિઠ્ઠી મોકલી. જવાબ આવ્યો: 'બેસો, હમણાં આવે છે.'

થોડી વાર પછી અસલ સાહેબશાહી ડ્રેસમાં બે જુવાન દેખાયા. બન્ને લગભગ સરખા લાગતા હતા. નાના હતા ત્યારના અને અત્યારના રંગમાં તો ઘણો ફેર પડી ગયો હતો, પણ મેં બન્નેને એકદમ ઓળખી કાઢયા. 'હેમચંદ – પ્રેમચંદ!' મારાથી જરાક અવિવેકી દેખાય એવી રીતે બોલાઈ પણ ગયું: 'હેમચંદ – પ્રેમચંદ, કેમ છો બન્ને ભાઈઓ?'

ગુજરાતીઓ સાથેનો આટલે દૂરનો મેળાપ એમને ગમ્યો હોય તેમ બન્નેએ મને બહુ માનથી બોલાવીને ચા-પાણી પાયાં ને જતી વખતે વારંવાર આવી જવાનો આગ્રહ કર્યો. નવરાધૂપ મારા જેવા રખડેલને તો એ

આમંત્રણ આશીર્વાદ જેવું થઈ પડયું.

ત્યારપછી હું ત્યાં વારંવાર જતો આવતો. અમે ઘણીઘણી — રાષ્ટ્રની, રાષ્ટ્રોત્થાનની, નવી કેળવણીની — એવી વાતો કરતા. અને ભલે એમની વાતોમાં ઊંચા પ્રકારની ખુમારી નહોતી પણ બુદ્ધિજન્ય ચમકારા તો આંજી નાખે એવા હતા. કેટલાક વિચારો મૂકવાની ખાતર તેઓ મૂકતા — પણ ઘડીભર એમની બુદ્ધિ — સ્મરણશક્તિ માટે સાનંદાશ્ચર્ય આપણે જોઈ રહીએ. રાજકોટ જેવા નાના સ્થળમાંથી છેક 'ઈંપીરિયલ સર્વિસ' માં પહોંચવાની એમની કુનેહની વાતો આપણને દિઙ્મૂઢ કરી મૂકે એવી આંટીઘૂંટીભરેલી હતી.

જેમ જેમ અમારો પરિચય વધ્યો તેમ તેમ મને ખાતરી થઈ ગઈ કે ભણનારા બે વિદ્યાર્થીભાઈઓ હેમચંદ - પ્રેમચંદ કરતાં, આ બન્ને ભાઈઓ ઘણી રીતે જુદા હતા. એમની રહેવાની રીતમાં ક્યાંય કંજૂસાઈ ન હતી. મળવાની રીતમાં વાણીની કઠોરતા ન હતી. અને એમનું હાસ્ય પણ નિખાલસ બન્યું હોય એવું લાગતું હતું. મારો વિચાર સીમલાથી બારતેર માઇલ દૂર ભરાતા પહાડી સ્ત્રીઓના મેળામાં જવાનો થયો હતો, તેમ જ આસપાસનો પ્રદેશ પણ નિહાળવાનો હતો. તેમાં આ બંને ભાઈઓ મદદરૂપ થઈ પડશે એ હેતુથી હું વારંવાર તેમને ત્યાં જતો. પણ એવી વાતો હું કરતો ત્યારે એ બંને જણા કાંઈ જવાબ ન આપતાં કાંઇક બહાનું કાઢીને એક પછી એક સરી જતા. મારા મનને ગલીપચી થઈ હતી કે આ વાત ખીલે બંધાય તો ઠીક; પણ એવા મોટા માણસો પાસે

જરાક તક જોઈને વાત કરાય એમ ધારીને હું તકની રાહ જોતો હતો.

એક દિવસ લગભગ ચારેક વાગ્યે હું બેઠો હતો ને યુરોપના મહાન મુસાફરોની પ્રશંસા થઈ રહી હતી. આ તકનો લાભ લેવાનો હું વિચાર કરતો હતો, એટલામાં પટાવાળાએ આવીને કહ્યું કે, 'સાહેબ, ગ્વાલી આયે હૈ.'

'આને દો!'

એક પહાડી સ્ત્રી — અને પુરુષ — બે જણાં દાખલ થયાં. એમના ગરીબ ચહેરા પર ભયની સ્પષ્ટ નિશાની હતી. ઠેઠ જમીન સુધી હાથ લંબાવીને તેમણે સલામી કરી.

'સાહેબ! એક ગુનાહ ઈશ્વર ભી માફ કરતે હય. અબ આપ કે લિયે દૂધ હી અલગ બરતનમેં રખેગા — કોઈ તરહકી ગોલમેલ અબ ન હોઈ ગી — '

'વો બાત તો સચ્ચી હય — મગર યહ તુમ્હેરા હિસાબ મંય કાટ લૂંગા,' હેમચંદે કહ્યું, અને પ્રેમચંદ સામે જોયું. પ્રેમચદે જવાબ ન વાળ્યો એ જ જવાબ હતો.

'મા બા પ!' બંને એકસાથે બોલી ઊઠ્યાં. આખા મહિનાનો હિસાબ કાપી લે તો એ બન્નેનું આર્થિક તાજવું ડૂલ થાય તેમ હશે, એ એમના ચહેરા પરથી જણાતું હતું.

એટલામાં પ્રેમચંદ બોલ્યો:

'આપણે એમ કરોને. આ મહિનાનો હિસાબ આપણે ત્યાં જમા રાખો, ને દર મહિને એક પણ દિવસ દૂધ ખરાબ ન આવે તો $\frac{1}{12}$ ભાગ જેટલું વધારે આપવું—એટલે બરાબર બાર મહિને આ મહિનાનો હિસાબ પણ પતી જાય.'

'એ 'એકાઉન્ટ'ની લપ તને ફાવે, ભાઈ! હું તો કહું છું—'આ મહિનાનું એનું દૂધ ગયું ને આપણી મજા ગઈ.'

છેવટે પ્રેમચંદના કહ્યા પ્રમાણે જમા રાખવાનું ઠરાવ્યું ને પટાવાળાને બોલાવી તે પ્રમાણે દૂધવાળાને સમજાવવાનું કહી દીધું. એ સમજ્યો હશે કે નહિ તે ભગવાન જાણે—પણ એના મનમાં બીક હતી કે હવે શું થાશે.

દૂધવાળો બહાર ગયો ન ગયો અને બન્ને ભાઈ હસી પડ્યા. અચાનક મને સ્મૃતિ જાગી કે આ હાસ્ય એમના વિદ્યાર્થીઅવસ્થાના હાસ્યના બરાબર પડઘા જેવું જ હતું. એમાં એ જ ઉપહાસ — એ જ મોજ — એ જ મશ્કરી — એ જ અવિશ્વાસ દેખાતાં હતાં.

એ વિચારમાંથી જાગૃત કરનાર ચાના પ્યાલાનો ખખડાટ ટેબલ પર સંભળાયો; પણ તે વખતે દૂધવાળો જ ખરાબ હશે — અને આ ભાઈઓને હું અન્યાય કરી રહ્યો હોઈશ એ વિચારથી પેલી સંસ્મૃતિને મેં દબાવી દીધી.

પાછી યુરોપિયન મુસાફરોની પરાક્રમકથા શરૂ થઈ. તક જોઈ મેં જરાક દબાતાં દબાતાં કહ્યું: "મારે આંહી અજાણ્યા જેવું છે, એટલે જરાક તમારી મદદની જરૂર પડશે."

વિદ્યાર્થીઅવસ્થામાં જેમ અર્થભરેલા મૌનથી વાતો કરીને છાણાનો ઢગલો તપાસ્યા પછી બહાર નીકળતા —લગભગ એવું જ સૂચક મૌન બન્નેના મોં ઉપર આવી ગયું. પણ વ્યવહારે શીખવેલું સ્મિત અંતે હેમચંદના મોં પર આવ્યું: 'હા, શી? બોલો ને.'

પ્રેમચંદ ચાના કપ પરથી ત્રાંસી આંખે હેમચંદને નિહાળી રહ્યો હતો.

જવાબ આપતાં પહેલાં આ વાતાવરણ જોઇ લીધું, એટલે મેં શાંતિથી કહ્યું: 'જરૂર પડશે ત્યારે જ તમને કહીશ.'

'ચોક્કસ, ચોક્કસ,' બન્ને સાથે બોલી ઊઠયા, પણ એમના અંતરમાં લપમાંથી છૂટયાનો આનંદ હતો.

*

બીજે દિવસે સાંજે ફરવા નીકળ્યો ત્યારે મશોબ્રાને રસ્તે ખીણમાંથી ઘાસનો ભારો લઇને આવતું પેલું પહાડી યુગલ—કાંઇ વિષણ્ણ વદને—રસ્તા પર બેઠેલું જોયું. એમની પાસે જઇ મેં પૂછ્યું:

'તુમ સાહબકુ દૂધ ક્યું ખરાબ ભેજતે હો?'

'ગરીબપરવર! સાહબકુ કભી ખરાબ દૂધ નહિ ભેજા. મગર, સાહબકી સિફારસસે એક બ્યાપારીસે વ્યાજુ દામ મીલ ગયા થા. ઇસિ લીએ સાહબકી યહ કરામત ચલ રહી હય.'

'ઐસા?'

'હાંજી. આપકુ ઇક સવાલ પૂછના હય.'

'પૂછો.'

'મારવાડ આપકે મુલ્કસે બહૂત દૂર હય?'

'દૂર તો હય—મગર બહૂત દૂર નહિ. ક્યું?'

'જી, કુછ નહિ. ખાલી પૂછતા થા,' એમ કહીને એ જરાક અર્થભરેલું હસ્યો.

'હાં, હાં, સમજમેં આયા—તારે કહેવું છે કે મારવાડીગૂજરાતી પૈસાની બાબતમાં સગા ભાઇ જેવા છે એમ?'

પહાડી હસી પડયો.

'અમે હરીફાઈ શરૂ કરી છે,' મેં કહ્યું: 'પણ હજી દિલ્હી બહુત દૂર હય.'

'હાં જી! હાં જી!' એટલું બોલીને એ ભારો લઈને હસતો હસતો ચાલતો થયો.

પરંતુ એક ગૂજરાતી પરથી કરેલું એનું સમગ્ર ગૂજરાતનું દર્શન હૃદયમાં અગ્નિબિંદુ જેમ ચોંટી ગયું. અને ગૂજરાતમાં તો હું અનેકમાંનો એક ગૂજરાતી છું, પણ ગૂજરાત બહાર આખા ગૂજરાતની સંસ્કારિતાનો પ્રતિનિધિ છું એવો હુંકાર હરેક હૃદયને ભરી ન મૂકે ત્યાં સુધી આ અજાણ્યા પહાડીને મૌન સિવાય બીજો ઉત્તર પણ શું અપાય?

પહાડીની પાછળ ચાલી જતી એની વહુએ પણ જતાં જતાં કહ્યું:

'હમ તો ગરીબ લોક હય — મગર હમસેં ભી જ્યાદા ગરીબ લોક આજકાલ હોતે હય — ઔર વો પૈસાદાર ગરીબ — આપકી મોજ કે લિયે લાખ્ખો ઉડાવે — ઔર દૂસરે કે લિયે જંઈ જંઈકા હિસાબકિતાબ કરે.'

*

સીમલામાંથી ખરીદેલી હિલસ્ટીકના આધાર પર માથું નીચું ઢાળીને હું ઊભો રહ્યો. પહાડી સ્ત્રીના તીખા શબ્દોએ ચાલવાની શક્તિ હરી લીધી હોય તેમ ઘડીભર પુલ ઉપર બેસી ગયો. પેલી સ્ત્રીના તીખા શબ્દોએ એક નિશ્ચય કરાવી દીધો: 'હેમચંદ્ર–પ્રેમચંદની મદદ લઈને આપણે હિમાલયને જોવો નથી!'

બીજે દિવસે પાછી એમને ત્યાં એમણે યુરોપિયન મુસાફરોની પ્રવાસકથા શરૂ કરી હતી. એથી આ પીવાર્મા વધારે આનંદ મળતો એટલું જ.

# ચિતારો

૧

ડુંગરની ધાર ઉપર છેક ઊંચામાં ઊંચે, ખીણ ઉપર નજર કરી રહેલા ભયંકર ખડકની નજીક, એ વિચિત્ર ચિત્રકારનું મકાન હતું. નીચેના રાજમાર્ગથી ત્યાં પહોંચવું હોય તો સાંકડી પગદંડીએથી જવાય, પણ એ અરધા માઇલ જેટલા વિસ્તારમાં લગભગ દસબાર વળાંક લીધા પછી ત્યાં પહોંચી શકાય; જ્યારે સીધે રસ્તે જતાં તો હૈયું ફાડી ખાય એવી સીધી ચડાઈ હતી. એટલે એ રસ્તે ભાગ્યે જ કોઈ જતું. એના ઝૂંપડા જેવા મકાનની આસપાસ નાનો બગીચો હતો. તોળાઈ રહેલા ખડકની તરફ સહીસલામતીની ખાતર હૈયારખી કરી લીધી હતી. ઘણુંખરું એ હૈયારખીની પાસે ખુરશી નાખીને, નીચેના ઘોર ભયંકર જંગલની છાતી ફાડી નાખે તેવી, અંધારી ખીણ તરફ જોતો તે બેઠો હોય. બેઠો બેઠો તે પોતાને ગમે તેવાં ચિત્રો કર્યાં કરતો હોય. એ વિચિત્ર માણસની પાસે કોઈ આવત જ નહિ, જો એના મકાન પાસેથી આગળ જતી પગદંડી, એક અત્યંત સુંદર હરિયાળા

ડુંગરી ટોચ ઉપરના મેદાનમાં પહોંચવા માટે ત્યાંથી નીકળતી ન હોત તો; પણ એ હરિયાળું મેદાન રસિક સ્ત્રી-પુરુષો માટે, ફેશનેબલ બેદરકાર પંખીઓ માટે, ગુપ્ત સંકેત શોધનારાં જુવાન જુવતીઓ માટે અત્યંત અનુકૂળ ને વળી મનોહર હતું. કારણ કે ત્યાં એ હરિયાળા મેદાનમાં પહોંચ્યા પછી વળી, અનેક પગદંડીઓ અનેક વનરાજિઓમાં વિલીન થઈ જતી. ને ત્યાં આવનારા સૌ એ વનરાજિઓમાં ફરવામાં અનેરો આનંદ ભોગવતા.

આ ચિત્રકારના નામની કોઈને ખબર ન હતી. એ ક્યાંનો હતો એની કોઈને ખબર ન હતી. એ શું કરતો તે પણ કોઇને ખબર ન હતી. માત્ર એટલી સૌને ખબર હતી કે જેવું ભયંકર સ્થાન એણે રહેઠાણ માટે પસંદ કર્યું હતું તેવો જ ભયંકર એ ચિતારો હતો. એ જે કાંઈ ચીતરતો તેમાં વસ્તુનો આત્મા — વસ્તુના અંતરંગમાં રહેલું કાંઈક અદૃશ્ય તત્ત્વ એટલે કે સત્ય — આવી જતું. સત્યને સુંદર સાથે મેળ છે એમ ગણાય છે. પણ એટલો જ મેળ એને તો ભવ્ય અને ભયંકર સાથે પણ છે. એટલે આ ચિતારો સુંદર ઝાડ ચીતરે તો એની બખોલમાં દૂરદૂર છુપાયેલા કોઈ ભયંકર વિષધરનું ભયાનક મોં — ને ભયગ્રસ્ત પંખીનું બચ્ચું — એવી એવી અદૃશ્ય મૂર્તિઓ પણ એમાં આવી જાય; એ કોઈ સુંદર નવજુવાનની છબી કાઢે તો એ નવજુવાનનું રૂપાળું મોં એમાં આવવાને બદલે, લાલસાભરેલી અતૃપ્ત બે આંખો, દૂરદૂરના નદીકિનારે નગ્ન સ્નાન કરતી, કોઈ સુંદરી ઉપર ચોટી હોય એવી — આવી જતી. કોઈ મોટા અમલદારની એ છબી ચીતરતો — અને એના કોટનો

સુંદર 'કટ' આવવાને બદલે, ભયંકર બદબો મારતી સુવર્ણ મુદ્રાઓ કોટની સોંસરવી જોઈ શકાતી. એના ચિત્રમાં એ એક અદ્દભુતતા હતી કે જ્યારે બધાં ચિત્રોમાં માત્ર રંગ જ હોય છે ત્યારે એનાં ચિત્રોમાં રંગ અને સુગંધ બન્ને રહેતાં. એનાં ચિત્રો જોયાં પહેલાં એમની ગંધથી માણુસ ધ્રૂજી ઊઠે કે આનંદ અનુભવે.

વળી આ ચિતારો વધારે ભયંકર તો એટલા માટે હતો કે એ બનાવોની આગાહી પણુ ચીતરી શકતો. કોઈ દર્દીની એ છબી ચીતરતો — અને એવી છબીઓ અણુ-જાણી રીતે ચીતરવાનો એને શોખ હતો — અને દર્દીના ચહેરા પર અદશ્ય મૃત્યુની છાયા ચીતરાઇ જતી. એ કોઈ દિવસ માણુસને માણુસની ખાતર ચીતરવા બેસતો જ નહિ: એ કહેતો કે તો પછી હજારો ને લાખો ઝાડવાનાં રંગ ક્યાં ઓછા છે કે માણુસ ચીતરવાં પડે? એ તો એના સત્ત્વને જ પકડતો: માણુસ ભલે ને ગમે તેવો બહાદુર, મહાન, વિદ્વાન, કે પ્રતિષ્ઠિત લેખાતો હોય, પણુ એની સામે બેસતાં એનાં હાંજા ગગડી જતાં. એટલે એ ભયંકર ચિતારા પાસે બનતાં સુધી કોઈ જતું જ નહિ. અને એને કોઇ બોલાવતું પણુ નહિ. એને ઠીક પડે તેમ એ એકલો એકલો ચીતર્યાં કરતો ને રખડતો. એની હાજરી અમંગળસૂચક હોય તેમ સૌ એને, બનતાં સુધી ટાળતાં.

એ શાંત સુખી જણુાતા કુદરતી સ્થળમાં ખરી રીતે ક્યાંય દુ:ખનો, વેદનાનો કે અરેરાટીનો અવાજ પણુ સંભળાતો નહિ. માત્ર આ એક ચિતારો ન હોય તો આખું ગામ સુખી થાય એમ સૌને લાગતું.

૨

એક વખત એવું બન્યું કે ચિતારો ક્યાંક રખડતો હતો. ત્યારે બે જુવાનો અને એક જુવાન સ્ત્રી સહેલગાહે ફરવા નીકળ્યાં. ને કુદરતી રીતે ચિતારાના ઘર પાસેથી નીકળતાં તેમણે ચિતારાને ત્યાં જોયો નહિ, એટલે પેલા ભયંકર ખડક ઉપર જવાની ઇચ્છા દબાવી શક્યાં નહિ. તેઓ ત્યાં જવા નીકળ્યાં ત્યારે ચિતારાની ઝૂંપડીનું બારણું તેમણે ખુલ્લું જોયું હતું, પણ અંદર કોઇ દેખાતું ન હતું. એટલા માટે તેમણે આસપાસ જોયું પણ ખરું તો કોઇ મળ્યું નહિ. ચિતારો જણાતો નથી એમ મનમાં શાંતિ મેળવીને, તેઓ નીચેની ઘોર અંધારી ખીણમાં, એક નજર નાખવા માટે સાંકડી પગદંડીએ થઇને પેલા ભયંકર ખડક ઉપર ગયાં. કોણ જાણે શું થયું 'ઓય રે!' એવો એક અવાજ માત્ર સંભળાયો. બે જુવાનમાંથી એક જુવાન કોણ જાણે શી રીતે નીચે જઈ પડ્યો હતો. અને કોણ જાણે કેટલે નીચે પેલી અંધારઘેરી ખીણમાં તે ગુમ થઈ ગયો. તેનું શું થયું તે પત્તો મેળવવા કોઇ નીચે જુએ તો એ પણ જાય તેમ હતું. પેલા બીજા જુવાને, બહુ આસ્તેથી પેલી ગભરાયેલી યુવતીને ખસેડી લીધી. પોતે ખડક ઉપર સૂઈને નીચે નજર કરી; પણ કોઈનો અવાજ કે નિશાની કાંઈ મળે તેમ તેને લાગ્યું નહિ.

તે બેઠો થઈને દૂર ઊભેલી પેલી યુવતીને આશ્વાસન આપવા આવ્યો. પણ તેનો હાથ, ખભા પર પડતાં જ તેણે તેને તિરસ્કારી કાઢ્યો:

'તારી દુષ્ટતાનું આ પરિણામ છે. હું એ જાણું છું. પણ હું તારી નથી થવાની, તે નથી જ થવાની—ઓ ચિતારા!' તેણે બૂમ પાડવા પ્રયત્ન કર્યો.

પેલા જુવાને તેને શાંત રાખવા યત્ન કર્યો. પણ તે એકદમ આગળ વધી ઉશ્કેરાઈ ગઈ. બન્ને જુવાનો તેને ચાહતા હતા, પણ એ પોતે જે જુવાન પડી ગયો તેને ચાહતી હતી એટલે તેને શંકા ગઈ કે એને પાડી નાખવામાં આવ્યો છે; ને એ પડી ગયો નથી. તેની આ દુષ્ટતા જગજાહેર કરવા તે એકદમ ચિતારાની ઝૂંપડી તરફ દોડી ગઈ ને બૂમાબૂમ કરવા લાગી: 'દોડો—એ—કોઈ દોડો!'

પણ વખત કઢંગો હતો. જંગલ શાંત હતું. કોઈ આવતું જતું ન હતું. તે દોડીને ઝૂંપડીના ઉઘાડા બારણામાં પેસી ગઈ.

'ઓ—ભાઈ—ચિતારા!'

પણ તે એટલા શબ્દ બોલી ન બોલી ને ભયથી મૂક બની ગઈ. ઝૂંપડીમાં ઠેરઠેર હાડપિંજર જેવાં ચિત્રો ટાંગ્યાં હતાં. ને દરેક ચિત્રમાંથી, અંધારી રાતે કોઈ માંસ ચામ વિનાનું બોખું મોં હસે— તેમ નિષ્ઠુર ભયંકર હાસ્ય સંભળાતું હતું. તે ગભરાટથી પાછી ફરવા જતી હતી, પણ એટલામાં પેલા જુવાને પાછળથી આવીને, તેના ખભા ઉપર હાથ મૂકી તેને આશ્વાસન આપવા ફરી યત્ન કર્યો:

'અરે! પણ હવે ગભરાવાથી શું થશે? ચાલો, આપણે તપાસ કરીએ!'

'નહિ—તેં જ—તેં જ એને કપટથી ફેંક્યો છે!' પેલી યુવતી ઉશ્કેરાઈને હજી બોલતી હતી.

'મેં ?'

'હા–હા–હા–તેં–તેં–તેં' યુવતી ફરીને તેની સામે જોઈ રહી ને જોરથી બોલી: 'હા—તેં!' પણ છેલ્લો અક્ષર તેના મોંમાંથી નીકળવાને બદલે લંબાઈ ગયો: તેં... એં...એં.'

સામેની ભીંત પર એક ચિત્રમાં બન્ને જુવાનો સાથે એનું પોતાનું મોં કોઈએ ચીતર્યું હોય એવો એને આભાસ થયો. જરાક યત્નથી જોયું તો એમ જ હતું! ચિત્રમાં પેલા ભયાનક ખડક ઉપર તેની પાછળ પણ સાથેસાથે બે જુવાન એકબીજાને અડીને ઊભા હતા. અને જે રીતે પેલા જુવાનને ગબડાવી પાડ્યો હશે તે રીતનું આબેહૂબ વર્ણન હોય તેમ બીજા જુવાનનો પગ, પેલાને આંટી આપી રહ્યો હતો ને ખભાને હાથથી ધકેલી રહ્યો હતો. એ સઘળું ત્યાં ચિત્રમાં હતું.

તે સ્તબ્ધ બની ગઈ. અને પછી એક ચીસ પાડીને પાછળ ઢળી પડી; એની ચીસ સાંભળીને પેલા જુવાને ભીંતના ચિત્ર પર નજર કરી. જે રીતે એણે પેલાને પાડ્યો હતો— આબેહૂબ એ જ રીતે ત્યાં એનું ચિત્ર હતું. આ જોઈને એ ગભરાઈ ગયો, ઉતાવળે—અચાનક—વિચાર કર્યા વિના, એકદમ બહાર દોડી ગયો.

એને બહાર દોડ્યો જતો જોઈને પેલી યુવતીએ ફરી ભીંત તરફ નજર કરી.

આ વખતે એ થંભી ગઈ.

ત્યાં ચિત્રમાં જ્યાં એ પોતે ઊભી હતી ત્યાં મૃત્યુનો ભયંકર ઓળો એના મસ્તક પર લટકી રહ્યો હતો! એક બીજી

ભયંકર ચીસ પાડીને યુવતી નીચે ઢળવા લાગી; પણ એ નીચે ઢળતી રહી ગઈ—બારણેથી કોઈએ પ્રવેશીને એને ઝીલી લીધી હતી.

ઝીલનારાના હાથ બીજા કોઈના નહિ—પણ પેલા ચિતારાના હતા. ને તેના હાથમાં શબવત્ થયેલી સુંદરીના મધુરા ચહેરા પર તે છાનાં આંસુ પાડી રહ્યો હતો.

*

બીજે દિવસે તે ઝૂંપડી ખાલી પડી હતી. પેલો ભેદી ચિતારો પણ ત્યાર પછી કોઈ દિવસ ત્યાં દેખાયો નહિ.

# ગૃહત્યાગ

મૂળચંદ ત્રિકમચંદ—કારભારી અને રેવન્યુ કમિશનર ભૂખડીબારશ જેવાં, કાઠિયાવાડનાં ઠાકરડા દરબાર અઢી પોણાત્રણ ગામનો ગરાસ ભોગવતાં હોય, જેને હરકોઈ સો રૂપિયાનો થાણુદાર પાંચ કલાક પટાવાળા પાસે ઊભા રાખી શકે—એવા મહારાજ્યના મહામંત્રી—મૂળચંદ ત્રિકમચંદ કાગળ વાંચીને સડક થઈ ગયા. મૂળચંદભાઈ ત્રણ અંગ્રેજી ભણ્યા હતા, ચોથીમાં નપાસ પડ્યા હતા. પહેલાં તો એ દરબાર પાસે ટેલટપ્પો કરવા રહ્યા. પછી અફીણની ડાબલી સાચવતા, પછી 'ગુજરાતી' માં આવતી 'જરમર'ની યુદ્ધકથા વાંચતા, એમ પાયરી ચડતાં ચડતાં હવે કારભારું કરતા. આજે એના છોકરાનો મદુરાથી કાગળ હતો. કાગળમાં બીજું કાંઈ નવીન ન હતું. હમેશાં હોય છે તેવો—જુવાન છોકરાએ વૃદ્ધ બાપાને લખેલો કાગળ હતો. ખુશખબર હતા. મૂળચંદનો છોકરો મદુરામાં કાપડ બજારમાં નોકરી કરતો. દર મહિને રૂપિયા ત્રીસ—અંકે ત્રીસ રોકડા—મૂળચંદભાઈને મોકલતો, છોકરો હોશિયાર હતો એટલે એણે જમાવટ સારી કરી હતી. ને

પિતૃભક્ત હતો એટલે અચૂક ત્રીસ રૂપિયા—જરૂર હોય કે ન હોય—પણ મોકલતો.

આખા કાગળમાં ખુશખબરના સમાચાર હતા. બજારની રૂખ હતી. નવાજૂની હતી—પણ છેક છેવટે લખેલી એક લીટી અશાંતિ ઉપજાવે તેવી હતી: 'મેં સાંભળ્યું છે, કે થોરાળીવાળા ઉગમચંદની અવરજવર આપણે ત્યાં હમણાં બહુ વધી છે. કાંઈ નવાઈનું હવે ન થાય તો સારું.'

થોરાળીવાળા ઉગમચંદ—એટલે શું એ સમજવા જેવું છે. જેવી રીતે 'રેડ એન્સાઈન બ્રુકબોન્ડ ચા' એટલે ગામડાના માસ્તરોએ નં. એક ગણેલી ચા, કે 'રાજેશ' ચપ્પુ એટલે નં. એક ચપ્પુ—તેમ થોરાળીવાળા ઉગમચંદ એટલે—લગભગ અરધો ડઝન કુંવારી છોકરીઓ જેને ત્યાં હોય—અથવા જેના હાથમાં હોય એવા નં. એક ઉગમચંદ. ઉગમચંદ જો પૈસેટકે—ખાસ કરીને રૂના વેપારમાં આટલી પાયમાલીએ પહોંચ્યા ન હોત, તો કદાચ સંભવિત છે કે એણે એકાદ જ્ઞાતિછાત્રાલય કાઢ્યું હોત. જ્ઞાતિની બહાર નહિ વધનારી એવી છતાં એનામાં ઉદારતા તો હતી. કાંઈક સમજણ પણ હતી. હજી પણ એની ઉદારતા વખણાતી. અને એ યશ ટકાવી રાખવા માટે એમના અંતઃકરણથી જે વાતમાં દોષ ન ગણાતો હોય એવાં ઘણાં વેવિશાળ એ ગોઠવી આવતા. એને તમે 'વેવિશાળ કમિશન એજંટ' કહો તો કાંઈ જ વાંધો નથી.

એટલું છતાં ઉગમચંદે પોતાની છોકરીઓ માટે હમેશાં સારાં ઠેકાણાં શોધ્યાં હતાં. એની માન્યતા પ્રમાણે—પાંચપંદર વરસનો ફેર એ તો જતાં આવતાં ઠીક થઈ

જાય એવી બાબત હતી; પણ મુખ્ય વસ્તુ—ઘર સધ્ધર—છોકરીને, ગોઠણસમો જારભંડાર ગોતી દીધો હોય તો, દાણા વિના બેઠા ન રહેવું પડે—એ જ જોવાની હતી. બૈરાંનું મંડળ એના એ વિચારને અનુકૂળ આવતું. છોકરીઓ—કાંઈક શરમમાં, થોડી દમમાં, હોંશમાં કે અજ્ઞાનમાં—ઘણીખરી તો, ઉગમચંદ કહે તે પ્રમાણે કરતી. એટલે ઉગમચંદનો 'વેવિશાળ કમિશન એજંટ'નો મોભો હજી સુધી તો ઠીકઠીક સચવાઈ રહ્યો હતો.

કારભારી મૂળચંદ—ત્રીજી વખત ઘરભંગ થયા ત્યારે સ્કૂલના રજિસ્ટર પ્રમાણે અડતાલીસ વર્ષના હતા. એમની ફોઈબાના કહેવા પ્રમાણે પિસ્તાળીસ પણ પૂરાં ન હતાં. પણ કરસન વાણંદે વાત કરી તે સાચી હોય તો કામદાર-સાહેબ હજી આડત્રીશ બેંતાળામાં હતા. કરસન વાણંદે રાતે પગચંપી કરતાં કરતાં—ને ત્રીજી શેઠાણીના મરણ પછી બરાબર એકતાલીસમે દિવસે—કહ્યું હતું. 'શા'બ, હવે અમને ઘર 'શુંનું' 'શુંનું' લાગે છે હો.' 'શુંનું શુંનું' એ શબ્દ કરસનનો પોતાનો છે.

કામદારસાહેબે પગ ખેંચી લેતાં કહ્યું :

'અરે ! જારે, માળા ગંડુ, એવી વાત હવે થાય કે—આપણા ભાઈ શરદ્ચંદને હવે પરણાવશું.'

'અરે! પણ શા'બ ! એમ કાંઈ હાલે ? ભાઈ તો પરણશે—પણ એ તો પરણીને પરદેશ જાશે પણ આ ઘરનો મોભો—'

'અરે, જા રે માળા !'

પણ કરસનથી કાંઈ અજાણ્યું ન હતું. 'અરે !

જા રે માળા !' એ જવાબમાં જ અરધોપરધો હકાર હતો. ને બીજો અરધો હકાર કામદારના અવાજમાં હતો: 'અરે! જા રે મા ળા !' એમ લહેકાવીને કામદારે શબ્દો કાઢેલા હતા. પુરુષ લહેકે ચડે ત્યારે એની અરધી હા હોય છે. સ્ત્રી મૂંગી રહે ત્યારે એની અરધી હા હોય છે.

કરસન પણ એક રીતે તો વેવિશાળ કમીશન એજંટ મિસ્તર ઉગમચંદનો સોલ એજંટ કે સબએજંટ હતો.

ત્યાર પછી આઠમે દિવસે થોરાળીવાળો ઉગમચંદ પોતાની કાંઈક ફરિયાદ માટે કામદારને ઘેર આવ્યો હતો.

અને પછી તો એની અવરજવર વધી હતી.

આ સમાચાર શરદ્ચંદને મળતાં તેણે બાપને કાગળમાં ટકોર કરી હતી. એ ટકોર ચેતવણી જેવી હતી.

***

ઉગમચંદની સૌથી નાની દીકરી રમામાં તેજ હતું. સૌથી નાની હતી માટે જરાક લાડમાં ઊછરી હતી. ઉગમચંદે એને જરાક લાડમાં મોટી કરી હતી. એનાથી મોટી ત્રણે બહેનો તો રૂના વેપારની ખાધ પૂરવા માટે પુરાઈ ગઈ હતી. એટલે ઉગમચંદે રમાને જરાક સ્વતંત્રતાથી ઉત્તેજિત બનાવી હતી. એથી એ એના ઘરની સાધારણ પ્રણાલિકાથી જરાક જુદી પડી હતી. વળી રમા પોતાને મોસાળ—મોટા શહેરમાં—ઘણો વખત ગાળી આવી હતી. ને પાંચછ અંગ્રેજી પણ ભણી હતી. એટલે એ જુદી જ બની ગઈ હતી. એ વાતાવરણની અસર એના પર હતી. એ વાંકો સેંથો લઈ શકતી. સામા સાચા જવાબ વાળી શકતી. પોતાને કહેવાનું

બરાબર સ્પષ્ટતાથી કહી શકતી. બીજાની વાત જલદી સમજી શકતી. એનામાં ભીના વાનમાં શોભે છે તેવું ચંચળતાનું તેજ હતું. એને ખબર પડી ગઈ હતી કે કાકા, કામદારને લઇને બેત્રણ વખત ઘેર આવ્યા એમાં હેતુ હોવો જ જોઇએ. કાકાએ બહેનોને એ જ પ્રમાણે ઠેકાણે પાડી હતી. એટલે રમાએ એ વાતમાં પોતાનો નિશ્ચય તાત્કાલિક કરી લીધો. કોઈની સલાહ લીધા વિના એણે પોતાનો માર્ગ નક્કી કરી લીધો. કારણ કે જે કોઈને પૂછે તે એને આ બાબતમાં સહાયરૂપ બને એવી આશા જ આવા ગામડા ગામમાં રાખવી અશક્ય. અને એને લાગ્યું કે આવા વિષયમાં કાકા—એ પિતાને કાકા કહેતી—ઇચ્છે તોપણ લાચાર હતા; કારણકે વેપારમાં ગયેલી પ્રતિષ્ઠા જમાવવા માટે આ એક જ રસ્તો એમને માટે રહ્યો હતો. રમાએ કાં તો કેવળ મૌન સાક્ષી બની—એમાં પોતાની જાત હોમવી: અથવા તો નકાર ભણી કાકાનું મૃત્યુ આણવું.

*

એને ખબર હતી કે કાકાનો પૈસા સંબંધી તો આ છેવટનો પાસો હતો. હવે પોતાથી નાની કોઈ હતી નહિ —કે આવવાની ન હતી—એની મા તો મરી ગઈ હતી. એને પિતાની અનાથ અવસ્થા પર આંસુ આવ્યાં. પોતાની અનાથ અવસ્થા પર એનાથી વધુ આંસુ આવ્યાં. નબળાઇ ન ખંખેરે તો પોતે હોમાઈ જાય એ ચોક્કસ હતું. નબળાઈ ખંખેરે તો પિતા હોમાઈ જાય એ પણ એટલું જ ચોક્કસ હતું. એવડા નાનકડા ગામમાં આટલી ઉમ્મરની અનેક બાળાઓ બબ્બે બચ્ચાંની મા થઈને હમેશના વ્યવહારની

નિંદા કરતી, સગાંસાગવાંને ધિક્કારતી, દિવસો ગાળી રહી હતી, એ એને ખબર હતી, પોતાની સૌભાગ્યવતી બહેનો એ જ માર્ગમાં—અરધી આશા, અરધી નિરાશા, અરધા અજ્ઞાનમાં—હતી. એક એની સમક્ષ જ પ્રશ્ન ઊભો થયો: શું કરવું? પિતાએ એને મોટી બનવા દીધી એમાં પણ હેતુ હતો — વ્યાવહારિક ડહાપણ હતું—બીજવર ત્રીજવર વધારે કાઢી આપે એવી યોજના હતી—એ વાત હવે એને દીવા જેવી સ્પષ્ટ થઇ ગઈ. એટલે એણે તો પોતાનો નિશ્ચય કરી લીધો.

*

પુષ્પોની મત્ત સુગંધથી મહેકતી મદુરાની પૃથ્વી પર આજે હજારોની મેદની જામી હતી.

જ્યા જુઓ ત્યાં જીવનસંગ્રામનાં સાથી જેવાં—ગામડાંના અનેક કુટુંબો ચાલ્યાં આવતાં હતાં; હાથમાં ફૂલ શોભી રહ્યાં હતાં; કંઠે માળા શોભી રહી હતી; વેણીમાં ફૂલ લટકી રહ્યાં હતાં. જુવાન દંપતી એકબીજાને ટેકે જાણે જીવનમહોત્સવ માણવા આવતાં હોય તેમ આવી રહ્યાં હતાં. સ્રીઓના અર્ધખુલ્લા દેહ ઉપર ખાસ્સું યૌવન વિલસી રહ્યું હતું. પણ કાંઈ ઇશ્ક ન હતો. ઇશ્કનો ઇશારો ન હતો. સઘળે જીવનનો ઉલ્લાસ હતો. બધે ધાર્મિક સંયમ હતો. હજારો કુટુંબો—જુવાનો ને જુવતીઓ—બેગાં મળીને બેઠાં બેઠાં મંદિરોમાં આમોદ-પ્રમોદ કરી રહ્યાં હતાં, સ્વાસ્થ્ય બતાવી રહ્યાં હતાં. નાચરંગ ને રસરમ્મત પણ ચાલતી હતી. પણ જીવનના મહોત્સવને અભડાવવાની જાણે પ્રથા જ ન હોય તેમ કોઈ

પણ આંખમાં ઇશ્ક ન મળે. ઇશારો ન મળે. ચેનબાજી ન મળે. સંગ્રામમાં ને સમુલ્લાસમાં સાથે રહેવાના નૈસર્ગિક આનંદ સિવાય બીજું કાંઈ ન મળે. શરદ્ચંદ્ર એ તરફ ઊભીને એ જોઈ રહ્યો હતો.

શરદ્ચંદ્ર છક્ક થઈગયો હતો. એનું હૃદય ગૂજરાતના જંતુ જેવા—બાર વરસની છોકરી ને ચૌદ વરસના છોકરાના જંતુપ્રેમ જેવા દાખલાઓથી જરાક ભગ્ન પણ થયું હતું; આંહી—મદુરાના ધર્મમંદિરની મળેલી મેદનીમાં કેટલી સ્વતંત્રતા ને કેટલો સંયમ હતો—અને એ મનમાં ગણગણતો હતો, જ્યાં જ્યાં વસે એક ગૂજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.

અને કવિના સ્વપ્નને સિદ્ધ કરવાનું જોબન જાણે ઈશ્વર પોતાને આપે એમ એ અત્યારે તો અરધું ઇચ્છી પણ રહ્યો હતો.

એટલામાં એના વેષ ઉપરથી એને ગૂજરાતનો ધારીને એક યુવતીએ નિહાળ્યોઃ પછી એણે પૂછ્યું. 'ગુજરાતના છો?'

'હા,' શરદ્ચંદ્રને નવાઈ લાગી. કોઈ બાઈ ગુજરાતથી નવી આવતી લાગી, તેણે લાંબો હાથ કરી એક કાગળ આગળ ધર્યો.

'આ—સરનામું—આ ક્યાં રહે છે એ કહી શકશો?'—તેણે કાર્ડ શરદ્ચંદ્રના હાથમાં આપ્યું.

શરદ્ચંદ્ર આભો બનીને જોઈ રહ્યો. આવનારને પોતે ઓળખતો ન હતો. પણ કાર્ડમાં તો નામ પોતાનું જ હતું.

'શું કામ છે?' તેણે પૂછ્યું.

'મારે મળવું છે.'

'તમારે ક્યાં રહેવું? તમે કોણ? તમારા શું સગા થાય?'

'હું થોરાળીવાળા—જો તમે ઓળખતા હો તો—ઉગમચંદની સૌથી નાની દીકરી. મારું નામ રમા. મારે એમને મળવું હતું. એક સમાચાર દેવા હતા.'

પણ શરદ્ચંદ્રની યાદશક્તિ તો તરત આ પ્રશ્નનો ઉકેલ લાવવામાં પડી ગઈ હતી. તેને યાદ આવ્યું. થોરાળી-વાળા ઉગમચંદની આત્મજા વિષે પોતે જ પિતાને ટકોર કરી હતી. એની જ આ દીકરી હતી. હવે તેને ધ્યાનમાં આવ્યું કે આ છોકરી વિષે જ કદાચ વાત ચાલી રહી હશે; પિતાને ત્રીજી વખત પરણવા માટેની—આ તે જ છોકરી હતી. તે આશ્ચર્યમુગ્ધ બનીને તેની સામે જોઈ રહ્યો: 'ત્યારે—તમે—તમે શરદ્ચંદ્રને શોધો છો? એ શરદ્ચંદ્ર તો હું પોતે જ—મારું નામ જ શરદ્ચંદ્ર. તમે ક્યાંથી થોરાળીથી આવો છો? તમે એકલાં છો? શું કામ હતું મારું?'

'હું એકલી જ છું. મારે તમારું જ કામ હતું—પછી આપણે જરાક નિરાંતે વાત કરીએ.'

શરદ્ચંદ્રને સંકટ જેવું લાગ્યું. પોતે આ છોકરીને ઓળખતો ન હતો. કદાચ કોઈ વખતે દીઠી હશે. પણ જે છોકરીને પરણવા પોતાના પિતા તૈયાર થયા હતા—એ જ આ છોકરી હતી અને એ આંહીં એકલી આવી છે એ વાતથી એનું અંતઃકરણ ખૂબ ચગડોળે ચડ્યું. એને દાળમાં કાંઈક કાળું લાગ્યું. પણ પોતે જાત તો પ્રગટ કરી દીધી હતી. હવે એને ઘર બતાવ્યા વિના છૂટકો ન હતો. તેણે એને

પોતાના ઘર તરફ લીધી.

ઘેર પહોંચીને શરદ્ચંદ્રે રમાને બેસવા માટે સાદડી પાથરી આપી. 'હું એકલો છું—પણ આંહી પાસે અમારા એક મિત્ર ભોગીલાલ રહે છે— તે બહાર ગયા લાગે છે. પણ હમણાં એનાં 'વાઈફ' આવશે. તમે એટલી વારમાં જરાક ઠીક કરીને બેસો.

'મારે તો તમને એક વાત કરવાની છે,' રમાએ સીધી વાત જ કરવા માંડી: 'બીજા આવે ન આવે, એની ચિંતા તમે ન કરતા. તમે બેસો.'

શરદ્ચંદ્રે પાણીનો લોટો મૂક્યો. સૂડીસોપારીને ખાંખાંખોળાં કરીને લાવ્યો. તે નવાઈ પામ્યો હતો. અંતે તે સામે આવીને બેઠો.

રમાએ પાણી પીધું. જરાક ઘરને વ્યવસ્થિત કરવા કંઈક પાથર્યું કાર્યું. એમ કરતાં એ જરાક સ્વસ્થ થઈ. ગળું ખંખેરીને તેણે હિમ્મતથી જ વાત શરૂ કરી—આ હિમ્મત શરદ્ચંદ્રને કૃત્રિમ લાગી: એનું અંતર સ્તબ્ધ બની રહ્યું હતું: 'મારે વાત તમને જ કરવાની હતી.'

'હા, હા, ભલે. બોલો, તમારે—શું કહેવું હતું?'

'એવું છે -તમને ખબર તો હશે જ કે જુઓ—તમારા પિતા ઉમ્મર વર્ષ એકાવન મને પરણવા માગે છે. હું એને પરણવાની નથી. પણ મારા પિતાની ઇચ્છા તમારા ઘરમાં મને આપવાની હોય તો તમારા પિતા—મારે માટે યોગ્ય ન જ મણાય.'

'તે તો—મેં મારા પિતાને પણ લખ્યું છે—ઉગમચંદ શેઠથી ચેતજો એવી રીતે.'

'એમાં મારા પિતાનો પણ હું શો દોષ કાઢું? આવી આર્થિક સંકડામણમાં કાં એમણે ઝેર પીવું જોઈએ, અથવા મને સારે સ્થળે આપવી જોઈએ.'

'બરાબર.'

'એટલે એમાં ત્યાં ઊહાપોહ કરતાં—પિતાના મનને ભાંગી નાખી એમને મૃત્યુશય્યા પર દોરવાનું થાય તેવું હતું, એટલે આંહીં ભાગી આવી છું—શા માટે એ તમે સમજી જ ગયા જ હશો.'

'બીજો કોઈ જુવાન—જરા પૈસાપાત્ર—' શરદ્ચંદ્ર બોલ્યો.

'ના. એમ શોધતાં વખત લાગે—ને બે અઠવાડિયાંમાં સઘળું પતવાની તૈયારી હતી. મને તો તમારું હાથ પડેલું સરનામું જોઈને જરાક સાહસ કરવાનું મન થઈ આવ્યુ ને હું આંહીં આવી—ગુપચુપ. હજી કોઈને ખબર નથી. બોલો, તમે મને શી મદદ કરશો?'

'હું...હું? શી મદદ કરું! તમારે શી મદદ જોઈએ?—'

'તમારી પાસે પૈસા છે?'

'કેટલા જોઈએ?

'પાંચ હજાર–ઓછામાં ઓછા—તુરતને માટે—'

'દેણું કરી શકાય —મિત્રો પાસેથી મળી શકે—'

'પણ તમને એમ તો નથી લાગતું નાં કે હું મારી જાતને વેચવા નીકળી છું? હું તો કેવળ તમારું નામ સાંભળીને દોડી આવી છું. એમ ધારીને કે તમે જરૂર મદદ કરશો જ.'

'ના—છેક એમ તો નહિ — પણ જવાબદારી સમજનારો કોઈ પણ માણસ તમારી હિમ્મત જોઇને છક્ક ભલે થાય, પણ એકદમ પોતે જવાબદારી સ્વીકારવા તૈયાર થાય એમ માનવું...'

'એ વિષે પણ મેં મારો વિચાર કર્યો હતો. નથી કર્યો એમ નહિ. પણ મારા પિતાને ઉગારવા માટે તમે મને પાંચ હજાર રૂપિયા આપો— એટલે એ ઉપકારનો બદલો— હું બીજી કઈ રીતે વાળું?—વળી તમને મેં નાનપણથી જોયા છે. મેં તો મારું આ પગલું લીધું. તમને એ પસંદ ન હોય તો—હું ઉપર પડતી આવું એમ પણ ન કહેવાય માટે...'

રમાનું વાકય અધૂરું રહી ગયું. પડખેના ભોગીલાલ ને તેનાં વહુ આવી પહોંચ્યાં હતાં. ભોગીલાલ એમને બંનેને જોઈ રહ્યો. તેણે ઉગમચંદ વિષે સાંભળ્યું હતું. રમાને પણ નાની હતી ત્યારે જોઈ હતી. ઉગમચંદની આ છોકરી જરાક માથાકટી છે એમ એણે જાણ્યું હતું. એટલે એણે તો અનુમાને જ હાંકયું: 'ઓહો ! આ મામલો હતો — શરદ્‌ભાઈ! ડોસાને બચારાને—તું કયારે આવી, રમુડી? આવડી દીઠી હતી.'

*
* *

શરદ્‌ચંદ્રને પાછું પગલું ભરવાનો વિચાર હોય તો—પણ સમય ન હતો. એટલે એ જ દિવસે રમાના પિતાને આર્થિક સંકડામણથી ઊગરવાનો રસ્તો તો શરદના એના જેવા જુવાન દોસ્તોએ સૌએ ભેગા થઈને લઈ લેવાનું નક્કી કરી નાખ્યું.

પણ મૂળચંદ કારભારીને ત્યારપછી જે કાગળ મળ્યો — તેણે એ ગામના નાનકડા સમાજને અસ્તવ્યસ્ત કરી મૂક્યો.

'બાપની બૈરી બેટો પરણે એમ? અરે! સાળું આ તો શું થવાનું છે!' — ઠેરઠેર આખા ગામમાં એ જ વાત ચાલી રહી હતી. રમા ને શરદ બન્નેનો નિશ્ચય જાહેરમાં આવતાં જ સઘળે હોહાકાર થઈ રહ્યો.

અને એ જ વખતે નાના સરખા મિત્રમંડળમાં — મદુરામાં — રમા અને શરદ જીવનનો મહોત્સવ ઊજવી રહ્યાં હતાં. તે વખતે બીજી અનેકવિધ ક્રિયાઓને અભાવે સૌના મોંમાંથી એક જ ગીત સરી રહ્યું હતું:

'જ્યાં જ્યાં વસે એક ગૂજરાતી
ત્યાં ત્યાં સદાકાળ ગૂજરાત.'

## સૂતેલા પથ્થર

પોતાના વિશાળ આલિશાન મકાનમાં અત્યારે કૌશિક એકલો ઊભો હતો. આકાશમાંથી એક પછી એક ડોકિયાં કરીને તારાં દેખાવા માંડ્યા હતા. બીજે કોઈ વખતે કૌશિક એ સઘળામાં અપૂર્વ રસ લેતો દેખાતો, પણ આજે એ વિચારગ્રસ્ત હતો; તેનું ધ્યાન પોતાની જાતમાં જ પરોવાયું હતું. ને પોતે જૂના વિચારોને નવું રૂપ આપી રહ્યો હતો. કૌશિકનો ઇતિહાસ આજ સવાર સુધી એક પ્રકારનો હતો, અત્યારે જુદો હતો.

રતનપુરનાં ગણ્યાગાંઠ્યાં શ્રીમંત કુટુંબોમાં પણ કૌશિકના પિતાનું સ્થાન અદ્વિતીય હતું. એની સમૃદ્ધિ કેટલી છે તે કોઈને ખબર ન હતી. પણ એ ઘણી છે એમ સૌ માનતા. પિતાની હયાતીમાં બેદરકાર ઓલિયા તરીકે આખા રતનપુરમાં કૌશિક જાણીતો હતો. શિયાળાની કકડતી ઠંડીમાં જ્યારે માણસો હજી ઘોરતાં હોય, ત્યારે પોતાનો એક પરમપ્રિય 'ઓવરકોટ' ને થોડાંક જૂનાં કાબળિયાં લઈને રતનપુરની બહાર, દૂર દૂર મેદાનમાં રખડવું એ કૌશિકનો પ્રિય આનંદ હતો! નાનો હતો ત્યારથી, એ

જૂના સ્થળ ઉપર એને પ્રીતિ થઈ હતી, અને પંદર વર્ષ થયાં, એ એકના એક સ્થળ ઉપર તે હંમેશાં જતો. જતોઃ થોડીવાર બેસતો; અને જઈને પાછો વળતોઃ સાથે એનાં ચિરસંગાથી મિત્રોઃ પેલો 'ઓવરકોટ' અને જૂનાં કાગળિયાં!

આ બેદરકારીનો આજે અંત આવ્યો હતો. આજે સવારે ઘણા દિવસની માંદગી પછી તેના પિતા ચાલી નીકળ્યા. કૌશિક અત્યારે મકાનમાં પોતે એકલો ઊભો હતો. નોકર ને ચાકર ચારે તરફ ફરતા હતા. દીવા હતા, પંખા હતા. જડ અને ચેતન બધી સૃષ્ટિ એમ ને એમ હતી. દીવાનખંડમાં જાણે અબઘડી બોલશે તેવી તેના પિતાની આબેહૂબ છબી હતી. સામે ખીંતી પર એનાં વસ્ત્રો પડ્યાં હતાં; આજે એ દરેક પરિચિત વસ્તુમાં પિતાનું પ્રતિબિમ્બ જુએ છે, અને એને લાગે છે કે આકાશના જૂના તારા પણ આજે આ મેડી સામે નવી રીતે પ્રકાશી રહ્યા છે. . .પેલી આરામ-ખુરશી, તેના પિતા બેસતા તે, ત્યાં ખાલી પડી હતી. પણ એમાંથી તો સંસ્મરણોની કેટકેટલી વેદનામય વાતો પ્રગટી રહી હતી! જૂની વાતોનાં નવાં દર્દો આજે કૌશિકને પહેલ-વહેલાં જ અનુભવમાં આવે છે. તે પોતાની શૂન્ય દૃષ્ટિ આકા-શના તારાઓમાંથી એક પર ચોંટાડી ત્યાં સ્થિર ઊભો હતો. ...જાણે આસપાસ બીજું કાંઈ છે જ નહિ. આજ દિવસ સુધી કૌશિક શું કરતો હતો તે કોઈ જાણતું ન હતુંઃ વારંવાર પેલાં જૂનાં પુરાણાં સ્થળોના, ખંડેર જેવા ભગ્ન પથ્થરોમાં તે ફર્યા કરતો. આખા રતનપુરમાં તેના જેવો કોઈ બેદર-કાર મળે નહિ; નિરુદ્યમી છતાં નવરાશ જરા પણ નહિ:

આરામનો વખત નહિ ને ઉદ્યોગને સ્થાન નહિ. સૌએ વિસારી દીધેલા પેલા પથ્થરો પાસે, આ જૂનો પૂજારી હમેશાં નિયમિત આવતોઃ આવતો, બેસતો ને આરામની અનેક પળો ગાળ્યા પછી બેઠો થઈ ધીમે શાંત પગલે રતનપુર તરફ પાછો ફરતો. રતનપુરના એ રસ્તા પરના સૌ ગામડિયા તેને ઓળખતા ને તે આવતો ત્યારે સૌ તેને સલામ કરતા.

પરંતુ તેના એ ધ્યાનમાં આજ પહેલવહેલું વિઘ્ન આવ્યું. એના પિતા શ્રીમંત મનાતા. પણ ખરી શ્રીમંતાઈ કરતાં શ્રીમંતાઈની પોલ વધારે હતી. અને તેથી ચોક્કસ સ્થિતિ શી છે તે જૂના મુનીમ સિવાય બીજા કોઈને ખબર ન હતી. મુનીમ વૃદ્ધ હતો. અને તેની વૃદ્ધાવસ્થામાં જેટલી ખંધાઈ ભરી હતી, તેટલી સઘળી બાલ્યાવસ્થાની લુચ્ચાઈમાંથી જ ઊગી નીકળી હતી. પાંચપંદર દિવસ તો સહેજે નીકળી ગયા, કાંઈ પણ ચોક્કસ સ્થિતિ જાણ્યા વિના. એક દિવસ કૌશિક પોતાની પહેલાંની રખડપટ્ટી શરૂ કરવાનો વિચાર કરી રહ્યો હતો, ને જૂનાં કાગળિયાંથી ખિસ્સાં તર કરી બહાર નીકળવાની તૈયારી કરતો હતો, ત્યાં તેની સામે વૃદ્ધ મુનીમ આવીને ઊભો રહ્યો. આજે એના આવવામાં કાંઈક ભેદ હતો. કૌશિક એ તરત જ જાણી ગયો.

લુચ્ચા માણસો વાત ધીમેથી ઉપાડે છે, ઉતાવળિયા માણસો અચાનક ઉપાડે છે, ને સાચા માણસો સીધી રીતે ઉપાડે છે, એનું પરિણામ એ થાય છે કે લુચ્ચા માણસો વિવેકી લેખાય છે. ઉતાવળિયા ઉદ્ધત ગણાય છે. ને સાચા

માણસો લુચ્ચા મનાય છે. મુનીમ જમાનાનો ખાંધેલ હતો. ઉતાવળી રીતે કે સાધી રીતે એણે વાત ન ઉપાડી. તે ધીમેથી શબ્દોને ચાવતો હોય તેમ બોલ્યો: 'આપણે આ મકાન બદલવું પડશે!'

'હેં!' કૌશિક કાંઈ સમજ્યો નહિ. મુનીમે વાત શરૂ કરી ને કૌશિક પાસે બધો ખુલાસો કર્યો.

સ્થિતિ એવી હતી કે કૌશિકની તમામ માલમિલકત દેવાંમાં ચાલી જતી હતી. જે આવડત ને બુદ્ધિ તેના પિતામાં હતાં તે કૌશિકમાં હતાં નહિ. એટલે શ્રીમંતાઈનું પોલાણ વધારે સમય ચાલે તેમ હતું નહિ. મકાન જતું હતું.

તે દિવસ પછી કૌશિક એક જૂના જરીપુરાણા મકાનમાં રહેતો. પણ તેની પેલા પથ્થરો સાથેની ગાઢી મૈત્રી એથી તો વધારે દૃઢ થઈ હતી.

૨

ત્યારપછી એક દિવસ એક સાધારણ રીતે ઠીક જણાતા મકાનમાં રાતે અગિયાર વાગે ત્રણ જણાં બેઠાં હતાં. ખૂણામાં આરામખુરશી પર બેસી તેમાંનો વૃદ્ધ પુરુષ લાંબી નાળનો હુક્કો ગગડાવી રહ્યો હતો. નિરાંતે ધુમાડો કાઢતાં કાઢતાં, બીજા ખૂણા પર બારી પાસે બેસી બે સ્ત્રીઓ વાતો કરતી હતી તેમના તરફ એ જોતો હતો અને વાતમાં ક્યારેક ટેકો પૂરતો હતો. બે સ્ત્રીઓમાં એકની અવસ્થા લગભગ પાકી ગણાય એવી હતી. જ્યારે બીજીએ હજી જુવાનીનું દ્વાર ઉઘાડ્યું હતું.

'પણ મા! ત્યારે તો હવે એ બહુ દુ:ખી હાલતમાં

હશે. હમણાં તો આ રસ્તે એને દેખેલ પણ નથી. નહિતર તો હમેશાં સવારમાં એ આ રસ્તે જ ફરતા હોય !'

'ફરતી છાંયડી છે, બેટા !'

'રખડુપણાનું બીજું શું પરિણામ થાય ?' પેલા પુરુષે પોતાના હુક્કાની નળી બહાર કાઢીને જવાબ વાળ્યો.

'દેણામાં આખું મકાન ડુલ થયું ?' વૃદ્ધ સ્ત્રીએ પૂછ્યું.

'મકાન ડુલ થયું છે ! અરે પોતે ડુલ ન થયો એ જ ઘણું છે ને ?'

એ જ વખતે બહાર જરાક ખડખડાટ થયો, ને 'મુનીમસાહેબ !' એવો મિઠ્ઠો અવાજ આવ્યો.

'આ લપ ! કાં તો એ જ !' કહીને મુનીમ બહાર જવા ઊઠ્યા. એટલામાં તો પેલા આવનારે અંદર પ્રવેશ કર્યો હતો. મુનીમે જોયું કે પોતાના જૂના માલિકના રખડુ પુત્ર સિવાય બીજું કોઈ હતું નહિ. આંખની શરમ છેક છોડવા જેટલી ધૃષ્ટતા મુનીમ કરી શક્યો નહિ.

'કાં ! આવો, આવો, પધારો ! ઓહો ! કૌશિકભાઈ ! તમે અત્યારે—' કહી મુનીમે ખુરશી આગળ ધરી ને તરત બારી તરફ જોઈને બોલ્યો: 'રેવતી ! બેટા ! તમે અંદર જશો ? મારે જરા ભાઈ સાથે કામ છે."

રેવતી ને તેની મા ઊઠ્યાં. રેવતીના પડછાયામાં પણ આકૃતિની અદ્ભુત સપ્રમાણતા હતી. કૌશિકને એટલી એ એક ચલતી વસ્તુ જરાક નજરમાં બેસતી ગઈ એટલું જ. તે તરત જ મુનીમ સાથે વાતે વળગ્યો હતો.

આ મુનીમે દુનિયા જોઈ હતી. અને પૈસાવિહીનના

પડછાયામાં કેટલી આપત્તિ હોય એ એની જાણમાં હતું. કૌશિકમાં હવે કાંઈ કિમ્મત રહી નથી, એ તેને ખબર હતી. એ ઠંડા ચહેરાથી ઠંડા જવાબ આપી ઉપરટપકે તો વિવેક જાળવી રહ્યો.

'મુનીમસાહેબ, હવે શેઠ પન્નાલાલનું જે દેવું છે તે કેટલુંક હશે?'

'ખરો આંકડો તો ચોખવટ થયે આવે. પણ હું ધારું છું કે આપણી દુકાન આપ્યા પછી તેના આશરે દસેક હજાર લેણા નીકળે!'

'ઓહો! એમ? હવે બીજું કાંઈ ખરું?'

'જી, બીજું કોઈ નથી...પણ...'

'પણ? કેમ અટકયા?'

'ના. એ તો અમસ્તો. રેવતી! બેટા! ચા મૂકશો કે?' મુનીમે વાત ઉડાવી, ને પોતાની પુત્રીને ચા મૂકવા કહ્યું.

'માફ કરજો, પણ હવે અત્યારે હું બેસીશ નહિ. હા, પણ આપ શું કહેવા જતા હતા? કે...'

'હવે એ જાણવાથી શો ફાયદો છે?' મુનીમ હસતો હસતો જાણે વાત છુપાવી રહ્યો હતો.

'ના, ના, તોપણ જાણું તો વાંધો શો?'

મુનીમ હસી પડ્યો. વળી અચકાયો. 'પણ ન કહું તો?'

'ના, ના, ત્યારે હવે તો જરૂર કહી દો.'

'શેઠસાહેબ! ખોટું ન લગાડતા. તેમ જ લેવા માટે વાત પણ નથી કરતો. લેવાના છે જ નહિ—એ ચોક્કસ સમજજો. આ તો તમે આગ્રહ કર્યો—પણ મારા પોતાના આશરે ચારેક હજાર લેણા નીકળતા હશે!'

કૌશિકના મોં પર કળી ન શકાય તેવું છાનું હાસ્ય ચાલ્યું ગયું. તે કાંઈ બોલ્યો નહિ.

કૌશિક બેઠો થયો. તે જ વખતે તેને લાગ્યું કે દીવાલ પાછળ બે કાળી આંખોમાં પોતાની તરફ માયા પ્રગટી રહી છે. બાકી તો, આંહીં ઘરની સર્વ સમૃદ્ધિમાં પોતાના ગત પિતાની શ્રીમંતાઈના ટુકડા પડ્યા હતા ! અને ટુકડા પર જીવનાર માણસ આજે પરોપકારી બન્યો હતો.

'હા, પણ હવે તમે શું ધાર્યું છે, કૌશિક ?' મુનીમ એનામાં રસ લેતો હોય તેમ પાછળ ચાલતાં બોલી રહ્યો હતો.

'મેં ?...હું...મને લાગે છે...હું કાંઈ નહિ કરું !'

'ફરી ઝુકાવો ને ? વ્યાપારમાં જ લક્ષ્મી છે.'

'હું લક્ષ્મી માટે તદ્દન નાલાયક છું...... લક્ષ્મીને મારા કરતાં વધારે ડાહ્યો માણસ જોઈએ.'

'હં, હા. એ સાચું,' મુનીમના જવાબમાં દેખીતી તોછડાઈ હતી.

'ત્યારે લ્યો હવે, સાહેબજી !'

'હા, આવજો હો. ક્યારેક આવતા હો !'

બસ—એ ઠંડા ઘરમાં થઈને બહારની હૂંફ લેવા માટે કૌશિક ચાલ્યો ગયો.

૩

'એક ભિખારમણ આપું ?'

બરાબર મુનીમના ઘર પાસે, પણ જાહેર રસ્તા પર, મુનીમના ઘરની બારી નીચે બે જણા ઊભા હતા. ને તેમાંથી વૃદ્ધ માણસે આ શબ્દો પોતાની સામેના જુવાનને

કહ્યા. જુવાન જરાક હસ્યો, પણ મીઠા અવાજથી બોલ્યો:

'જી, શા માટે નહિ?'

'ત્યારે આ વીંટી લેશી છે નાં?'

'જી, હા!'

'હવે તમારે ઉદ્યોગ કરવાની પ્રતિજ્ઞા કરવી.'

કૌશિક તે દિવસે મુનીમને ઘેર મળ્યો પછી કોઈ દિવસ આ તરફ ફરક્યો નહોતો. આજે અચાનક ભેટો થતાં તેણે મુનીમને ઊભા રાખ્યા. મુનીમને આ લપ લાગી હતી. પણ સાધારણ વિવેક દર્શાવવા ઊભા રહ્યા. કૌશિકે જ્યારે તેના હાથમાં હીરાજડિત વીંટી મૂકી, ધીમેથી કહ્યું, 'મુનીમસાહેબ! આ આપના હિસાબ પેટે', ત્યારે પોતાનો બધો ધિક્કાર છુપાવી પરમહિતેચ્છુની માફક મુનીમ આ વાક્ય બોલ્યા હતા: 'એક શિખામણ આપું?'

'ઉદ્યોગ કરવાની પ્રતિજ્ઞા કરું છે, મુનીમસાહેબ!'

'બસ, બસ. આજે ભારી આનંદ થયો. પણ હાં, તમે મુશ્કેલીમાં આવીને મારા પૈસા ચુકાવો છો કે? હેં! મને જુદો માન્યો કે? જાઓ, મારા સાહેબ! ભલા માણસ! આટલી જ પિછાન?' ઘણાં વર્ષ વ્યવહારમાં ઝૂઝેલ હોવાથી મુનીમમાં આ બધાં લક્ષણ — વચનની મીઠાશ ને બંધનનું નામનિશાન નહિ — ને ભલો મારો ઠંઠંપાળ — આવી ગયાં હતાં. જાણે ઠપકો દેતો હોય, ખોટું લાગ્યું હોય, જૂના સંબંધને ચોટી રહ્યો હોય, તેવા સ્વરમાં જ આખો પાઠ ભજવવો એમણે શરૂ કર્યો હતો.

પણ કૌશિક મુનીમનું પાણી બરાબર માપી ગયો હતો. માત્ર તેને લાગ્યું કે અત્યારે પણ પેલી બારીની પાછળ એ

આંખ હજી પણ એટલી જ મીઠાશથી તેના તરફ જોઈ રહી છે!

'અને બીજું કહું, મુનીમસાહેબ! પન્નાલાલશેઠના પણ ચુકવાઈ ગયા!'

'હેં! પણ આ બધું ક્યાંથી?'

'એક છે — તમારા જેવો અમીર દિલનો માણસ. સમજ્યા નાં?'

'એક વાત તમને પૂછું?'

'શી?'

'તમે હમેશાં કાંઈ ને કાંઈ કામ કરો: પથરા — મરેલા પથરામાં રખડવાથી શો ફાયદો? પથરા આપણને શું આપે?'

'એ સૂતેલા પથ્થરમાં તો જીવતા દેહ છે!' કૌશિકે જવાબ વાળ્યો.

'પણ ભાઈ! તમે જિંદગીનાં વર્ષો ગુમાવો છો!'

'કારણકે જિંદગીનો, જીવનનાં રહસ્યો વાંચવા સિવાય, બીજો કાંઈ જ ઉપયોગ નથી.'

'એ લત તમે નહિ જ છોડો? ત્યાં શું કરો છો?'

'સૈકાઓ પર થઈ ગયેલા મનુષ્યોના શબ્દો વાંચું છું; ત્યાં દરેક પ્રતિમામાં એક એક આત્મા રહ્યો છે!'

'આત્મા? પ્રેતાત્મા? અરે! ગાંડી ધૂન! ભલા માણસ! ત્યાં તમે નકામા વખત કાઢો છો! ઠીક ત્યારે—'

મુનીમ ચાલ્યો ગયો. કૌશિક ત્યાં થોડીવાર થોભ્યો. તરત બારીમાંથી બે મીઠાં અમીભર્યાં નયનો દેખાયાં. રેવતીની આંખમાં આશ્ચર્ય, માન અને શ્રદ્ધા હતાં. સૌથી વધારે તો એ હતું કે તેમાં નિર્મળ પ્રેમ હતો.

'કૌશિક !' બહુ જ ધીમેથી કોઈ બોલ્યું લાગ્યું.

કૌશિક ફર્યો. પણ સ્વર એના કોઈ ચાલ્યા જતા મિત્રનો હતો. બારી તો તરત બંધ થઈ ગઈ હતી. પોતાનો ભ્રમ હતો — એ જોઈને કૌશિક આછા અંધારામાંથી અજવાળામાં પહોંચી જઈ પોતાના ઘર તરફ ચાલી ગયો.

પણ છતાં એ ભ્રમ ન હતો : ને ભ્રમ હોય તોપણ
જેણે ખજાનો જ્યાં કર્યો, તેનું જીગર ત્યાં ત્યાં નક્કી,
જેનું જીગર જ્યાં જ્યાં ઠર્યું, તેની ઠરી ત્યાં જિંદગી.

તે મનમાં ને મનમાં ગાતો જતો હતો.

૪

કૌશિકની આ એક ધૂન હતી. રતનપુરની બહાર થોડે દૂર—આસપાસનાં ગામડાંઓની નજીકમાં—અનેક વર્ષોનાં જૂનાપુરાણાં ખંડિયેર હતાં. પોતે નાનો હતો ત્યારથી ત્યાં જતો. એકાંત પ્રાચીન સ્થળોની રમણીયતાનું આકર્ષણ જુદા જ પ્રકારનું છે. ત્યાં કોણ જાણે કેમ, સૈકાઓ પહેલાંનું વાતાવરણ જેવું ને તેવું ઘૂમ્યા કરે છે. આ વાતાવરણમાં કૌશિક આવ્યો. પંદર વર્ષ સુધી તેણે અથાગ મહેનતથી માગધી, પાલિ ને સંસ્કૃત ઉપર જીવન હોમી દીધું. તે અડગ અભ્યાસી આ એક કામની પાછળ જ મંડયો રહ્યો. એણે એકલે હાથે એકાંતમાં આ કામ શરૂ કર્યું કોઈ કોઈ જૂના પથ્થર ઉપરથી એને ઉકેલ તો મળતો એક કે બે લીટીનો, તોપણ એટલું ઉકેલીને ઘડીભર એ વીસમી સદીનો જાણે મનુષ્ય મટી જતો.

તેની ચારે તરફ પ્રેમનું, સ્વાર્પણનું, જીવનની ધન્ય

પળોનું વાતાવરણ ફેલાઈ રહેતું. દરેક પથ્થરમાં એક એક સુંદર આત્મા જાણે ઊભો હોય અને એ એને કંઇક કહેતો ને સંભળાવતો હોય ! આવા વાતાવરણમાં રાત્રિદિવસ ઘૂમનાર વ્યાવહારિક વિષયમાં તદ્દન નિષ્ફળ નીવડે તેમાં નવાઈ નહિ.

રાત્રિ સૂનકાર હતી, ને આકાશમાં થોડાક તારા પ્રકાશતા હતા. આછાં વાદળાંથી ચંદ્રનું તેજ ઢંકાયું હતું ને વૃક્ષોની પરંપરામાં થઇને તેનાં કિરણ ગૂંથેલી જાળીની માફક રસ્તા પર પડતાં હતાં. આ સમયે એક સ્ત્રી જૂનાં ખંડિયેર તરફ એકલી જતી હતી. તે ત્યાં પહોંચી ત્યારે ક્યાંય કોઈ પણ પ્રકારનો અવાજ સરખો પણ સંભળાતો નહોતો. રાત્રિ એકદમ શાંત શેહ પમાડે તેવી હતી, ખંડિયેરનાં જૂનાં મકાનોના સૈકાઓ પહેલાંના પથ્થર—હજારો વર્ષની વાત નજરે જોઈ જોઈને જાણે જગતના નાટકથી ચકિત બન્યા હોય તેમ, એકદમ ભવ્ય અને શાંત ઊભા રહ્યા હતા. થોડાંક જૂનાં ઝાડો, વચ્ચેવચ્ચે ડોકિયાં કરી, મકાનોને પોતાના યૌવનના દિવસોનું તાજું સ્મરણ કરાવી રહ્યાં હતાં. પેલી સ્ત્રી તદ્દન શાંત પગલે અંદર ચાલીઃ એક ખંડિયેરમાં ઝાંખો દીવો છેટેથી બળતો હોય તેમ તેને લાગ્યું. તેણે ધીમેથી તે તરફ ચાલવા માંડ્યું.

છેટે એક વૃદ્ધ મકાનના સૌથી જીર્ણ ભાગમાં, બે ઓરડા હતા. જમીનને અંદરથી કોતરી, મનુષ્યોએ સૈકાઓ પહેલાં, તેમાં પોતાનો વૈભવ રચ્યો હતો. જેના ઉપર કોઈ રસભરી લલનાએ એક વખત પોતાનું રસજીવન માણ્યું હશે, તેવા કેટલાક ખંડો ઉપર આજે તો ધૂળના થર

જામ્યા હતા. પણ ત્યાં કોતરણીકામના ખંડિત ભાગો જોઈને પણ માણસ છક થઈ જાય એટલી સુંદરતા હજી એમાં સચવાઈ રહી હતી.

એક ખંડમાં વચ્ચોવચ્ચ કોઈનું સુંદર આસન—જૂના વખતનું અત્યંત પ્રશાંત અવસ્થામાં સૂતું હતું. થોડાક કરોળિયા, ઘણાંક ચામાચીડિયાં અને અસંખ્ય જંતુઓ ત્યાંનાં હમેશનાં વગરતેડયાં મહેમાન બની, સૈકાઓ પહેલાં મનુષ્યોએ જેવી ચીવટથી તેમને નસાડયાં હતાં, તેવી જ હઠીલાઈથી વારંવાર કાઢવા છતાં અહીં ઘૂમી રહ્યાં હતાં. આવા સ્થળમાં એક સાદી સાદડી પર બે માણસો બેઠા હતા. એકનું વૃદ્ધ શરીર આત્માના યૌવનથી ઝળાંઝળાં થઈ રહ્યું હતું; બીજાનું જુવાન શરીર તપના સતત અભ્યાસથી વૃદ્ધ જેવું ભવ્ય બન્યું હતું; પરંતુ તેનામાં ફિક્કાશ ને રુક્ષતાને બદલે તેજ અને સ્નેહ ભર્યાં હતાં.

એક જૂના જેવા થાંભલાને અઢંગીને પેલી સ્ત્રી ત્યાં છાની ઊભી રહી ગઈ. વાતાવરણ એકદમ શાંત હતું. બંને વ્યક્તિનું જીવન તદ્દન સાદું હતું. આસપાસની પરિસ્થિતિમાં પ્રતાપી પવિત્રતા હતી. આંહીં કોઈ ઘડીભર તો એમ માને કે જીવનને જીવનના ખરા અર્થમાં કોઈ ભોગવી રહ્યું છે! દરેક પળે જીવનમાં રસ વધારે ને વધારે મળતો રહે, તેવું કાંઈક આ સ્થળમાં હતું પેલા બન્ને મનુષ્યો વાતો કરતા હતા. એમની વાત એમના વિષયને લગતી હતી.

'એ બધામાં તને એક જ શૈલી લાગશે. એક જ ભાવ ને એક જ રેખા—કેમ એમ જ છે નાં?'

'હા! પરંતુ, બીજા રંગમંડપમાં દરેક માણસે પોતાની

કલા પાછળ પોતાનું વ્યક્તિત્વ ખીલવ્યું છે. જ્યારે આ નવીન પ્રયાસમાં કલા અધમ અનુકરણને પંથે જતી જણાય છે !'

'એ ઉપરાંત પણ એક બીજું છે. જ્યારે મનુષ્યો આજની પેઠે માળ ઉપર માળ બાંધીને રહેતા નહિ હોય, ત્યારે સમાજમાં નૈતિક બળ હશે; માળ એ જીવનબંધનનું પ્રતીક છે; વિશાળ, સ્વતંત્ર, અફાટ મેદાન એ મુક્ત જીવનનું પ્રતીક છે. એ વખતના જુવાનો પણ, લાગે છે કે, નદી-કિનારે ક્યારેક સ્નેહની ઘેલછાભરી મનોદશા તો અનુભવતા હશે. ક્યારેક પ્રેમની ચોરી પણ કરતા હશે. અને પેલા છેલ્લા સ્તંભ ઉપર, કેવા સુંદર પ્રેમમાં સ્ત્રીપુરુષો મશગૂલ બની રહ્યાં છે! પણ એ જીવનમાં પ્રેમ ને જોમ બન્ને જણાય છે! પેલી જૂની પૂતળીના અવયવબંધને એવા સુંદર શૃંગારમાં શિલ્પીએ ડોલાવ્યાં છે કે આજનો સમાજ એના તરફ ધૃણાભરી દૃષ્ટિ ફેંકશે, અને છતાં એ ઉલ્લાસમાં જે સંયમ છે તે અદ્ભુત છે.'

'પણ મને એમ લાગે છે, આ બધાં રંગ—રૂપ—ઉલ્લાસ—આ બધાંનો આજે આપણા નવીનો માટે અર્થ શો? આ બધા જૂના પથ્થરોનો અત્યારે મર્મ શો?'

'ખબર નથી? જૂના પથ્થરોને કબજે લીધા વિના તો પ્રજાકીય સંસ્કૃતિની બધી લડત નકામી નીવડે! આપણાં ઐતિહાસિક પ્રાચીન સ્થળો—પ્રજાના હાથમાં હોય તો એ પ્રજાના કિલ્લા જેવાં જ હોય. એમાંથી લેતાં આવડે તો પ્રાણવાયુ મળે. એમાં વાતાવરણ છે! આ સામેની પ્રતિમા જોઈ? પેલું મંદિર જો. એ સભાગૃહ—પ્રજાકીય સભા

વળી આ ચોકમાં ભરાતી હશે! આંહીં હજારો વર્ષનાં જૂનાં માણસો સામે મોંએ ખડાં થાય. પ્રજાકીય સભાઓ તો આવાં સ્થળોમાં ભરાય અને વાતાવરણમાં ઐતિહાસિક જીવન્ત પાત્રો ખડાં થાય. એની શકિત રગરગમાં ઊતરે! ને સર્વાંગીણ વિકાસમાં તો કોઈકે આને માટે પણ જીવન અર્પણ કરવું જોઈએ—આવા મૂંગા કામ માટે.'

'હું જ એ વિષય માટે જીવન અર્પું!'

ગુરુ જરા હસ્યા. દીવાના ઝાંખા તેજમાં ગુરુ શિષ્ય બન્ને પાછા બીજા એક કામમાં તલ્લીન થઈ ગયા.

પેલી સ્ત્રી ત્યારપછી ત્યાંથી છાની રીતે સરી ગઈ.

પણ ત્યારપછી તો એ સ્થળમાં રાત્રિ ચાલી જાય, તારા આથમતા જાય, સૂર્યનાં કિરણ ફૂટે, ત્યારે પણ આ બે તપસ્વીઓ જૂના પથ્થરમાંથી સઘળેથી સઘળું શોધી પ્રજાને ચરણે ધરવા માટેની તેમની તનતોડ મહેનત ચાલુ રાખે.

## ૫

એક દિવસ તે જ જગ્યાએ તે જ વખતે શિષ્ય એકલો બેઠો હતો. ગુરુ ત્યાં ન હતા. ઝાંખો દીવો, ઝાંખું તેજ, ઝાંખું મકાન, અને બધું ઝાંખું ઝાંખું, એક જાતનું ગૂઢ વાતાવરણ પેદા કરી રહ્યું હતું.

અને કૌશિક એકચિત્તે તેના કાર્ય પર ઝૂકયો હતો!... એનામાં અડગ શ્રદ્ધા હતી. અખંડ પ્રયત્ન હતો. ને અદ્‌ભુત તપ હતું. તેના કાનને પરિચિત એવો એક વસ્ત્રનો જરાક ઘસારો થયો. પછી તો એનાથી વધારે અપરિચિત એવો કંકણનો રણકાર પણ થયો. તેણે સફાળા પોતાના કામમાંથી

ઊંચે જોયું. સામેના સ્તંભને અઢંગીને કોઈ કલાધરની મૂર્તિ જાણે સજીવન થઈને ઊભી રહેલી હતી !... એટલી પ્રશાંત, અડગ અને સ્થિર !

એક ક્ષણ તો એ આશ્ચર્યમાં ડૂબી ગયો; એને લાગ્યું, કોઈ મૂર્તિ સજીવન થઈ કે શું ?

'કોણ ?' તેનો સ્વર અને તેનો પડઘો એક પછી એક ઘણા ખંડમાંથી પસાર થઈ ગયા. સામેથી જવાબ ન મળ્યો. પણ કંકણના બીજા રણકાર સાથે વસ્ત્ર જરા સંકેલાયું.

'કોણ છે ? જે કલાવીરની તું જીવંત પ્રતિમા હો તે કલાવીરનો હું પૂજારી છું ! બે સરખા ભક્તો મળે તેમ આવ અને સૈકાંઓ પહેલાંની વાત કરી જા !—દેવી—દિવ્ય-મૂર્તિ—!'

કૌશિક ક્યાં અટકત તે કહેવાય તેમ હતું નહિ. એને તો ઘડીભર ચોક્કસ ખાતરી થઈ ગઈ કે કોઈ જૂની પ્રતિમા સજીવન થઈને આજે તેની સામે ઊભી હતી !

'કૌશિક !—એ તો હું છું — હું — હું રેવતી !'

કૌશિક સ્તબ્ધ થઈ ગયો, 'રેવતી ? અત્યારે ? આંહીં... અને શું કરવા ?'—પ્રશ્નોની પરંપરા એના મગજમાંથી ચાલી ગઈ. પણ આશ્ચર્ય કરતાં તેની નિરાશા વધારે હતી. તેની આંખોએ......કોઈ સુંદર શિલ્પીની કલામૂર્તિને ભૂત-કાળના ગર્ભમાંથી આવેલી જોઈ હતી. તે પોતાને ને દુનિયાને ભૂલ્યો હતો. હજારો પળમાંથી આજે બે પળને સફળ થતી એણે જોઈ હતી. ભક્તાવસ્થામાં, લગભગ ધાર્મિક તલ્લીનતામાં તે પહોંચ્યો હતો, ત્યાં તો રેવતીના અવાજથી તેને ખાતરી થઈ ગઈ કે એ પોતે જમીન ઉપર છે, ને સામેની સ્ત્રી કલ્પનાની

મૂર્તિ કરતાં તો સાચી વધારે છે. એના વેગમાંથી ધાર્મિક ઘેલછા એકદમ ઊડી ગઈ! તે રેવતી તરફ ચાલ્યો. સામેના જ સ્તંભ પર નીચાં નેત્રો ઢાળીને રેવતી ઊભી હતી. મૂર્તિમંત શ્રદ્ધા હોય તેમ એના આખા શરીરમાંથી એક જાતની પવિત્રતાની જાણે સુગંધ છૂટી રહી હતી.

'રે વ તી!' કૌશિક છેક પાસે જઈને ઉતાવળથી બોલ્યો. પણ બીજી જ ક્ષણે તે પાછો હઠી ગયો.

શુદ્ધ સંગેમરમરની કલામૂર્તિમાં જેવો અણિશુદ્ધ લાલિત્યનો પ્રવાહ લાવી શકાય તેવો સુગંધમય સૌન્દર્યનો પ્રવાહ રેવતીના આખા શરીરમાંથી વહી રહ્યો હતો! કૌશિકે જે અભિનયભર્યા—લલિત અંગભંગ પ્રતિમામાં જોયા હતા, તે આબાદ રેવતીમાંથી જ, હજાર વર્ષ પહેલાંના શિલ્પીએ લીધાં હતાં. પોપચાં પર શ્રદ્ધાનો ભાર. હોઠ પર સ્નેહની સુરખી. અંગઅંગમાં સૌન્દર્યનો પરિમલ. કાલ્પનિક મૂર્તિઓ સાચી બને ત્યારે એમાં તલ્લીન થવા જેવો બીજો કોઈ ધર્મ નથી. અંતે રેવતીના બે હોઠ ઊપડ્યા, ને મોતી ખરે તેમ શબ્દો આવ્યાઃ 'કૌશિક! હું તમારી એક મદદ માગવા આવી છું!' કૌશિક અવાક્ ઊભો. અત્યાર સુધી એ સૌન્દર્ય ને સુગંધ અનુભવતો હતો. હવે એનો આત્મા.

'મારા પિતાએ પૈસા લેણા કાઢ્યા હતા તે ખોટા હતા. એક વખતના તમારા જેવા ગર્ભશ્રીમંતને દગાથી રઝળતા કરી મૂકવા તે પાપ સહન ન થવાથી અત્યારે હું તમને શોધતી આવી છું! આ તમારી વીંટી પાછી લેશો?'

'વીંટી? પાછી લઉં!'

'હા. તમારે માટે હું હમેશ રાહ જોતી હતીઃ પણ ત્યાર

પછી તમે મળ્યા જ નહિ, એટલે છેવટે મારે આવવું પડ્યું. દયાથી તમે કેવા ભિખારી બન્યા છો!'

'પણ મને તો ગરીબીનો અભ્યાસ છે. જે લોકોને ગરીબીનો અભ્યાસ નથી હોતો એને એ દુઃખરૂપ થાય છે ખરી. વીંટી તું પાછી સોંપી દેજે. અને —' કૌશિક અચકાયો. શબ્દો ખૂટતા હતા.

પણ રેવતી વીંટી લીધા વિના પાછી વળી.

'હું તને મૂકવા આવું? રેવતી! ડરશે તો નહિ ને? વળી તું તારા ઘરમાં શો જવાબ વાળીશ?'

'એ તો થઈ રહેશે; અને આવવાની કાંઈ જરૂર નથી, કૌશિક!' એટલું બોલતી તે સ્વપ્ન સરી જાય તેમ સરી ગઈ.

કૌશિક પાછો ફર્યો—એના તપોવનમાં. તે યજ્ઞના કુંડ પાસે નમે, તેમ પોતાનાં જૂનાં કાગળિયાં પાસે નમ્યો: 'અરે! સૃષ્ટિમાં કેવા કેવા સુંદર આત્મા પડ્યા છે!...' અને ઘડીભર રેવતીનાં નયનો વિષે વિચાર કરતો તે એકલો અશાંત ઊભો. આજે એને કલાના આત્મા જેવી એક પ્રતિમા વિષે વિચાર કરવાનો હતો; અને વિચાર કરતાં એ ક્યારેક અશાંત આમતેમ હાલતો હતો.

૬

ત્યાર પછી પાછું ગુરુદેવ ને શિષ્યનું એકાંત તપોવન, પણ હવે કૌશિકને પથ્થરમાં કાંઈક નીરસ જડત્વ લાગે છે!

'કૌશિક!' વૃદ્ધે કહ્યું. તેણે કૌશિક સામે જોયું તો એના ચહેરામાં કાંઈક અશાંતિ દીઠી.

ચીનથી હિંદુસ્તાન આવતાં કાબુલ પાસે એક મિત્ર ખૂટ્યો,

ને પછી બાકી રહેલો એક પોતાની નિર્ધનાવસ્થાને આર્ત્ત-નાદથી રડે તેવો કાંઈક સ્વર આજે કૌશિકના કાન પર અથડાયો. વૃદ્ધના શબ્દોમાં આ પહેલી જ વાર તેણે વેદના દીઠી.

'કૌશિક! હવે સમય ટૂંકો છે ને કામ અથાગ છે. અને... પણ ઈશ્વર જાણે છે કે મેં મારી દરેક પળમાં, આ દેશનો ભૂતકાળ જ શોધ્યો છે!—'

'હા; પણ આજે તમારા સ્વરમાં આ અનાથતા કેવી?'

'કારણ કે હવે જ્યારે આપણું વહાણ ભરદરિયે છે ત્યારે ... તને કાંઈક અશાંતિ થાય છે: આ નીરસ જીવનની, અથવા વધુ રસની.'

'ગુરુદેવ! હા, સાચું છે. પણ આપનું અપૂર્ણ કાર્ય સંપૂર્ણ કર્યા પછી જ હું જંપીશ.'

'ખોરાસાન, સમરકંદ, ટિબેટ—જાવા—એ બધા પ્રદેશો! કૌશિક! ત્યાં કોણ જવાનું હતું?'

'ત્યાં શું છે, ગુરુદેવ?'

'માનવજાતની સાચી સમૃદ્ધિ ત્યાં જ ભરી છે. જૂના ઇતિહાસ ત્યાં છે. નવાનો ભૂતસમય ત્યાં છે, અને જૂનાનું મૂળ ત્યાં છે!'

કૌશિકના ચહેરા પર ઘડીભર અશાંતિ છવાઈ ગઈ. પણ ગુરુદેવનો ઉપકાર તેનાથી કેમ ભુલાય?—અને રેવતીની પ્રતિમા પણ કેમ વિસરાય?

વૃદ્ધ તે કળી ગયો. તે બોલ્યો:

'કૌશિક! संशयात्मा विनश्यति. તપ પછી જ સિદ્ધિ મળે છે. મનોબળ જરાક પણ ડગે તો કોઈ ભૂમિ તને પોતાનું

અંતર નહિ આપે!'

'પ્રિય પિતા! નિરાશ ન થતા. તમારા એકલ પંથમાં હું એક સાથી હતો, અને છેવટ સુધી હું રહીશ.'

૭

ઊગતા પ્રભાતનો સૂર્ય પોતાનાં કોમળ કિરણો ફેલાવે છે.

આ વખતે રતનપુરના ગરીબમાં ગરીબ લત્તામાં, એક જુવાન, પોતાની નાની પોટલી, ડાંગ, ને એકાદ પવાલું હાથમાં લઈ ધીમે ધીમે ચાલ્યો આવે છે. તે એક તદ્દન નિરાશાભરેલા ઘર પાસે થોભ્યો. ઘરનાં જૂનાં બારણાંમાં અનેક થીગડાં હતાં, ને દરેક થીગડામાં અનેક કાણાં હતાં. ઘર ચોખ્ખું હતું. પણ ગરીબાઈ સાદાઈ પર ચડી ચડીને જાણે પોકાર કરી રહી હતી.

અંતે તે ત્યાં ઊભો. એક કાણામાંથી અંદર દૃષ્ટિ કરી. ધીમેથી સાંકળ ખખડાવી.

તરત જ બારણું ઊઘડયું. ગરીબોના દિલની એક છેલ્લી આશા — ઇશ્વરી શ્રદ્ધા મૂર્તિમંત હોય તેવી એક સ્ત્રી — તેની સામે આવીને ઊભી.

'ઓહો! કૌશિક! તમે કયાંથી ભૂલા પડયા?'

'ભૂલો નથી પડયો. ઘર જડયું છે.'—કૌશિકના ટૂંકા અર્થવાળી જવાબ ઉપર રેવતીએ મીઠું હાસ્ય કર્યું.

અને ઘડીભર પહેલાં જ્યાં નિર્ધનતા ને નિરાશા હતાં ત્યાં રતનપુરના બે વૈભવશાળી આત્માઓ ઊભા.

'આ સવારી કયાં ઊપડે છે, કૌશિક?'

'રેવતી! મેં બધું સાંભળ્યું છે. તું તારા દુઃખને

છુપાવવા મથે છે. વીંટીની વાત પ્રગટ થઈ—અથવા કહે કે તેં પ્રગટ કરી. ને તારા પિતાએ તને રજા આપી. કેમ, બોલ સાચું કે નહિ?'

'હા; પણ એનું આજે શું છે? ત્યાર પછી હવે તો આ મારા ગરીબ ઘરમાં હું સુખી છું. તમે ક્યાં જાઓ છો એ વાત તો કરો.'

'હું તને એક વાત કહું. લે સાંભળ, જો મારી ગરીબી ઐચ્છિક છે. તું એક કામ કરીશ?'

'શું?'

'આ વીંટી પાછી લે. તારા પિતાનું મન મનાવી લે અને સુખી થા,' છેલ્લા શબ્દો બોલતાં કૌશિક જરાક ધ્રૂજ્યો.

'આખી દુનિયા તમને ગરીબ માને ત્યારે હું તમને શ્રીમંત માનું છું. આમ જુઓ, મારી પાસે તમારા તપને યોગ્ય બીજું શું છે?'

'રેવતી! તું સુખી થવા પ્રયત્ન કર. પિતા પાસે પાછી જા.'

'હવે મારી પાસે એક જ અમૂલ્ય ચીજ હતી, અને તે આજ તમને સોંપું છું. જગત બધું ધિક્કારે ત્યારે તમે આંહીં ખુલ્લે બારણે ચાલ્યા આવજો. જ્યારે જ્યારે તમને આશ્વાસનની—આરામની જરૂર લાગે ત્યારે આંહીં આવજો. પણ તમે ક્યાં ઊપડો છો?'

'કોણ જાણે છે ક્યાં? હું એવી પ્રતિમા શોધવા જાઉં છું કે જેના કરતાં વધારે ઉત્તમ કલ્પના પણ ક્યાંય ન હોય.'

'એવી પ્રતિમા તો કોણ જાણે તમને ક્યારે મળે

ને તમારી મુસાફરીનો અંત પણ કોણ જાણે ક્યારે આવે? કેટલી —'

'રેવતી! હું તો કોણ જાણે ક્યારે આવું? ... એ કેમ કહેવાય? પણ આ શોધ પોતે કેટલી સુંદર છે?'

રેવતી કાંઈ બોલી નહિ, પણ તેની આંખમાં અનેક શબ્દો હતા.

'રેવતી!—તું નહિ માને?'

'દૂર—દૂરના પ્રદેશમાંથી તમે આ ઘર તરફ એક વખત નજર તો જરૂર ફેરવજો, આંહીં કોઈ નહિ હોય તોપણ હું તો તમારી હોઈશ જ!'

કૌશિક પોતાની કલ્પનાની મૂર્તિ પાસે બેસી ગયો.

'કૌશિક! તારાથી વધુ માગમાં કાંઈ નથી. પણ જો-જે હો, આ ગરીબ ઘરને તારું નિશાન તો ચોક્કસ રાખજે!'

'મારું નિશાન કે—મારું પુણ્યતીર્થ?'

અને પછી કૌશિક ભારે હૈયે ત્યાંથી ચાલી નીકળ્યો.

૮

બરાબર સાત વર્ષ પછી એ જ જૂના બારણા પાસે શિયાળાની કકડતી ઠંડીમાં, એક ભિખારી પોતાનો લાંબો ઓવરકોટ શરીરે વધારે ને વધારે લપેટતો ચાલી રહ્યો હતો. ઠંડા પવનની કાતિલ તલવાર જેવી સુસવાટી બોલી રહી છે. સૌ પોતપોતાના ઘરમાં નિરાંતે તાપતા બેસી ગયા છે. તે વખતે પેલા કાણામાંથી ભિખારીની બે આતુર આંખો ફળીમાં ઘડીભર નજર ફેરવી રહીને પછી ટહાર ઊભી રહીઃ ભિખારીએ સાદ કર્યો.

'રે વ તી!'

જેમ વરસોનાં વરસ 'સારીગમ' ગોખીને ગવૈયાનો કંઠ સહજ જ બોલતાં, સંગીત છેડે છે, તેમ સાતસાત વર્ષનાં સતત ચિંતવનથી કૌશિકના શબ્દમાં પણ આત્માનું સામર્થ્ય આવે છે.

'રે વ તી!'

પણ બધું સૂનકાર છે. વળી એકલો પડેલો અવાજ આવે છે: 'રેવતી!' 'કોણ છે?' કહીને એક આધેડ વયની બાઈએ બારણું ખોલ્યું. કૌશિકે તેને ઓળખી. પોતાની જૂની દાસી હતી.

'રે વ તી છે...'

'રેવતી? અરે ભાઈ! તું કોણ છો?' દાસીએ કૌશિકને પ્રથમથી જ ઉડાવ્યો.

'હું—હું કૌશિક. રે વ તી છે?'

'આ કોણ છે, નાનુભાઈ!' દાસી બોલી.

ઘરમાંથી એક જુવાન દોડી આવ્યો; 'કેમ ભાઈ?'

'રે વ તી—રે વ તી—રે વ તી છે?'

'ના. આંહીં કોઈ રેવતી નથી,' જુવાને ઉતાવળે જવાબ વાળ્યો.

'તે પહેલાં આંહીં રહેતી. હું કૌશિક—'

'તે—હશે, ભાઈ! આંહીં કોઈ નથી...' અને જૂના કમાડનાં અનેક થીગડાંમાંથી માત્ર થોડોક પ્રકાશ બહાર રહ્યો. બારણું દેવાઈ ગયું. ને એની જૂની દાસી પણ હસતી હસતી ચાલી ગઈ!—'રે વ તી વાળા!—'

ઓવરકોટ વધારે ને વધારે લપેટાયો, ને રતનપુરની

બીજી તરફ પ્રયાણ થયું. ઘડીવારમાં એક સુંદર મકાન પાસે તે આવી ઊભો.

'મુનીમજી !'—તેણે મોટેથી બૂમ પાડી.

'કોણ ?'

'જી હું, કૌશિક !'

અંદરથી તરત જવાબ બંધ થઈ ગયો. 'મુનીમજી !' શેરીમાં એકબે કૂતરાં ભસવાનો અવાજ આવ્યો.

'મુ ની મ જી !'

તદ્દન શાંતિ.

'રે વ તી ક્યાં છે એમ મારે પૂછવું હતું !'

'રે વ તી મરી ગઈ...જા એની પ છા. નફ્ફટ.'

રસ્તામાં ડાંગ ખખડી ને થોડીવારમાં મુનીમના ઘર પાસે કોઈ હતું નહિ. હવે પેલું જૂનું ધામ !

કૌશિક થોડીવારમાં ત્યાં આવી પહોંચ્યો. સ્મશાન ત્યાં પાસે જ હતું, ને કેટલાક ભયંકર અંગારા બળતા દેખાતા હતા; છૂટે ઊભેલા આકડાના છોડવા માણસની જેમ ડોકિયાં કરી રહ્યા હતા; અને બાવળના ઠૂંઠા પરથી એક ઘુવડ બોલતું હતું.

બીજી રીતે ચારે તરફ ભયંકર શાંતિ હતી. ઘોર અંધકારમાં કૌશિક પેલા જૂના સ્થાનની અંદર ચાલ્યો ને ધીમે ધીમે પોતે જ્યાં બેસતો તે જગ્યા પાસે આવ્યો.

તેણે પોતાનો જૂનો કોટ તપાસી એમાંથી અરધી મીણબત્તીનો કકડો ને દિવાસળી શોધી કાઢ્યાં. પ્રકાશ થતાં ૧૪ તેની આંખમાં નવું તેજ આવ્યું. બરાબર સામે એના ગુરુદેવની આ જુનવાણી પથ્થરોમાં પથ્થરરૂપ બની

ગયેલી દેહ હતી. બીજું કોઇ હતું નહિ. રેવતી તો ત્યાં ક્યાંથી હોય? તે તરત પથ્થરની એક નવી જેવી તખતી નિહાળવા ત્યાં ગયો. એના પર ટૂંકી નોંધ માત્ર હતી... 'જન્મ...મરણ...'

વૃદ્ધના અવશેષસ્તંભથી થોડે દૂર એક બીજી પણ નાની સરખી સ્તંભિકા તેણે જોઈ. રેવતીના નામનો એમાં ઉલ્લેખ હતો. એને બધું દીવાના જેવું સ્પષ્ટ થઈ ગયું. પોતાના ગયા પછી રેવતીએ પેલા વૃદ્ધ ગુરુની પાસે રહીને તેને સંભાળ્યો હતો.

કૌશિક તે પવિત્ર સ્તંભિકા પાસે ઊભો રહી ગયો, જાણે રેવતી જીવતી હોય તેમ તે ગદ્ગદ કંઠે બોલ્યો:

'હું તો તને કહેવા આવ્યો હતો, રેવતી! કે જેના કરતાં વધારે ઉત્કૃષ્ટ કલ્પનાની મૂર્તિ પણ ક્યાંય ન હોય એવી પ્રતિમાની શોધમાં હું નીકળ્યો હતો—અને દૂર દૂરના અનેક ખંડેરો ખૂંદ્યા પછી મને ખબર પડી કે એવી સર્વોત્તમ કાલ્પનિક મૂર્તિ તો છેક મારી પાસે હતી. તું જ એ હતી. એ તું નહિ—કે જે તું હતી, પણ એ તું કે જે મારા અંતરમાં વસી રહી હતી! સૌથી સુંદર તું હતી અને તું મારામાં હતી: અને હું તને ક્યાં ક્યાં શોધી આવ્યો? હું તો તને આ કહેવા આવ્યો હતો, રેવતી!'

કૌશિક નિર્વેદભરેલું હસ્યો: એના હાસ્યના પ્રત્યુત્તરમાં હોય તેમ રેવતીની સ્તંભિકામાંથી એક સુંદર પ્રતિધ્વનિ આવ્યો: અને સઘળે પાછી પેલી એકલ નિઃશબ્દતા છવાઈ ગઈ.

## એક ભૂલ

જ્યારે ત્રણ વર્ષ સુધી કાગળપત્ર કાંઈ પણ આવ્યું નહિ, અને આફ્રિકા જઈને પાછા આવેલા ગામના લુહારના છોકરાએ કે બ્રાહ્મણના છોકરાએ કે કોઈએ કાંઈ પત્તો પણ આપ્યો નહિ, ત્યારે નર્મદાને ખાતરી થઈ કે, હવે વિનાયકની ભાળ મેળવવી મુશ્કેલ છે. પહેલાં પણ વિનાયક રખડુ ને જુગારી જેવો તો હતો જ; એ તો એની પ્રેમાળ પત્ની નર્મદાની રાતદિવસની કાળી મહેનત ઉપર ઘર નભ્યે જતું. બાકી તો જેવી રીતે ઘરેણાં મૂકવાનો વખત આવ્યો હતો, તેવી જ રીતે બાપદાદાની કમાઈનું એકનું એક ઘર પણ મૂકી દેવાનો વખત આવી જાત. પણ મહેનતમજૂરી કરીને, રસોયણ તરીકે રહીને, ઠામવાસણ ઘસીને, ગોદડી-ગોદડાં કરીને, ભરત ભરીને, ખડ વાઢીને, કાલાં ફોલીને, રેંટિયો કાંતીને, દળણાં દળીને, કૂબા કરીને એમ અનેક ઋતુમાં અનેક રંગ લઈને નર્મદાએ જીવનનિર્વાહ શકય બનાવ્યો હતો. પણ એનામાં જીવનનિર્વાહ ચલાવવાની શક્તિ હતી; જુગારીને જુગારના પૈસા પૂરા પાડવાની શક્તિ ન હતી. વિનાયક જુગાર રમતો. પણ એને એ પણ રમતાં આવડતો

નહિ. એને રમતાં આવડતો નહિ માટે પોતાને રમતાં આવડે છે એમ એ માનતો. જે જન્મસિદ્ધ જુગારીઓ હોય છે, એમનામાં તો જુગારને લગતી પણ અમુક પ્રકારની નૈસર્ગિક સરળતા હોય છે. એમને તો જુગાર શોભી ઊઠે છે; જ્યારે વિનાયક તો પોતે માનતો કે એ જુગાર જાણે છે. બાકી એને તો એ પણ આવડતો નહિ. ખરો જુગારી દાવ ફેંકે છે તેમાં એક પ્રકારની છટા હોય છે; જીતે છે ત્યારે એનામાં શહેનશાહોનાં માન મુકાવે એવી ઉદારતા હોય છે; હારે છે ત્યારે ફના થઈ જવાની, નરપુંગવોને શોભે એવી ફનાગીરી એની છાતીમાં વસે છે. વિનાયકમાં તો એમાંનું કાંઈ પણ ન હતું. એ તો હારતો. ઘેરથી પૈસા લાવતો ને ફરી હારતો. એના એવા કઢંગા હાલ જોઈ નર્મદા તીખી બનતી જતી હતી. રાત્રે મોડો ઘેર આવે તો નર્મદા એને બરાબર ઊધડો લેતી. એમ કરતાં કરતાં તો લતાનો જન્મ થયો ત્યારે નર્મદાને લાગ્યું કે કદાચ હવે કામેકાજે વળશે. પણ એ ભગવાન એ ના એ. વિનાયક તો હતો તેવો જ રહ્યો. લતા પણ દોઢ—બે વર્ષની થઈ ગઈ. એક મોડી સાંજે નર્મદા થાકીપાકી આવી ત્યાં વિનાયક આવી ચઢ્યો.

'આપણી પેલી લતાની સોનાની કડલી છે ને?'

'હા, કેમ?'

'જરા લાવને.'

'શું કામ છે?'

'તને ખબર ન પડે,' વિનાયક જુગારનિષ્ણાતની ઢબથી બોલ્યો: 'કાં તો બધાં ય ઘરેણાં કડલી પાછાં વાળે છે!'

'વાળ્યાં, તમારું કપાળ. હું નથી આપવાની. હવે

એક એ કડલી રહી છે એટલી તો રહેવા દો !'

'અરે, પણ મને જાનથી મારી નાખશે — પેલા જોયા છે —'

નર્મદાએ તીખાશથી જવાબ વાળ્યો: 'ભલે મારી નાખે.'

વિનાયકે પૂછ્યું: 'ત્યારે હું મરું તો તારે કાંઈ સનાનસૂતક નથી ના ?'

નર્મદાએ એટલી જ તીખાશથી પ્રત્યુત્તર વાળ્યો: 'ના.'

વિનાયક ફરીને બોલ્યો: 'હું મરું તો તારે કાંઈ નથી ના ?'

નર્મદાએ વધુ તીખાશથી કહ્યું: 'ના, ના ને ના.'

વિનાયક બોલ્યો: 'ત્યારે હું મરું છું !'

જુગારીઓ અને વ્યસનીઓને ખબર હોય છે કે મરણની વાતથી પોતાનાં સગાંવહાલાં ધ્રૂજી ઊઠે છે ને એ રીતે પોતે રકમ કઢાવી શકે છે. નર્મદાને ગમે તેમ પણ વિનાયક ઉપર પ્રેમ તો હતો જ. એ પ્રેમ એક રીતે નિષ્કારણ ને સ્વાર્થરહિત હતો. એને કદાચ આર્થિક સ્વતંત્રતા હોત — ખરી રીતે એ પોતે જ પોતાની આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી રહી હતી—તો પણ એ વિનાયકને છોડત નહિ. વિનાયકને છેલ્લે પાટલે બેસતો જોઈ એણે ગદ્‌ગદ ભાવે કહ્યું: 'શું કરવા આ બચારી ગભરુ છોકરીનું એકનું એક રાચ ખોઈ નાખો છો ? તમને આ છોકરીની પણ દયા નથી આવતી ?'

વિનાયક એક ઘડીભર ક્ષોભ પામ્યો. પણ એની વિચારશક્તિ નાશ પામી હતી. ઇચ્છાશક્તિ તો એને હતી જ નહિ. એટલે એની લાગણી, ક્ષારવાળી જમીન ઉપર પડેલા

બીજની પેઠે, કાંઈ પણ ફળ લાવ્યા વિના આવી તેવી જ ચાલી ગઈ. તેને પોતાના ભયંકર સાથીઓ સાંભર્યા. તે બોલ્યો : ' આટલું આ એક આપી દે, હવે પછી કોઈ દિવસ નહિ માગું ! '

' ચોક્કસ ? '

' ચોક્કસ. '

' આ કડલી ન આપું તો તમને શું થઈ જવાનું હતું ? '

' મને — ? જાન લીધે જ છૂટકો કરે. '

' પણ ત્યારે તમે ઘેર બેસી કામ કરતા હો, લતા સાથે રમતા હો, ફળીમાં કાંઈ વાવતા હો, એવું એવું કરતા હો તો ? આંહીં તમને શું દુઃખ છે તે બહાર રખડ્યા કરો છો ? ' નર્મદાના અવાજમાં કરુણ મીઠાશ હતી.

વિનાયક કાંઈક પીગળ્યો લાગ્યો : તેણે લતાને તેડી. ' બેટા ! ' તે બોલ્યો ને પોતાની આંખમાં આવેલું આંસુ લોહી નાખ્યું. તે હૃદયથી દુષ્ટ નહોતો. હૃદયથી દુષ્ટ એવા દુનિયામાં કોઈક જ હોય છે. પણ એણે પોતા ઉપર કાબૂ ગુમાવ્યો હતો. જેવી રીતે દોડ્યા આવતા એન્જિનને ખાઈની જાણ છતાં તેમાં પડતું અટકાવવું ઘણી વખત મુશ્કેલ થઈ પડે છે, તેમ પોતે જે ખાડામાં પડી રહ્યો છે તેની વિનાયકને જાણ છતાં, તે પોતે પોતાને તેમાંથી બચાવી શકે તેમ ન હતો.

નર્મદાને વિનાયકનો આટલો પલટો પણ ઘણો મૂલ્યવાન લાગ્યો. તેણે તેને એક વખત ફરી બચાવી લેવા પ્રયત્ન કર્યો.

તે અંદરથી કડલી લઈ આવી: ' લ્યો, હવે આ

ઝેલ્લુંવેલું છે હો. હવે કોઈ દિવસ રમવાનું નથી હો !'

વિનાયકે કહ્યું: 'હવે નહિ માગું !'

ત્યાર પછી વિનાયક બહાર ગયો ને નર્મદા રોટલા કરવા બેઠી. એના મનમાં એ વિચાર પણ ન આવ્યો કે પોતે શા માટે આ નફ્ફટ પુરુષને આ પ્રમાણે નિભાવવો જોઈએ? ખરી વાત એ હતી કે વિનાયકને એ નફ્ફટ પુરુષ લેખે ગણી શકતી નહિ. એક ભૂલેલું મોટું છોકરું હોય તેમ એના તરફ જોવાને એ ટેવાયેલી હતી. એટલે એ રીતે જોતાં વિનાયકની આવી રીતભાત સુધારવા બહુ જ જલદ ઉપાયો લેવાને બદલે આવું પગલું જ લઈ શકી એમાં નવાઈ નથી.

૨

પણ રાત્રિના દસ થયા ને વિનાયક પાછો ન ફર્યો ત્યારે નર્મદાની ચિંતાનો પાર ન રહ્યો. પોતે પાડોશીને ત્યાં ગઈ. વિનાયકને આ તરફ આવતો આજે કોઈએ જોયો જ ન હતો. લતાને તેડી પોતે એને શોધવા નીકળી. વિનાયકનાં પરિચિત સ્થાન જનસમાજને તો અપરિચિત જ હોય. એટલે એકદમ એનો પત્તો ન લાગ્યો. એ ઘેર આવી ત્યારે લગભગ બાર વાગી ગયા હતા. વિનાયક હજી ઘેર આવ્યો ન હતો. તે અંધારઘેરી શૂન્ય રાત્રિમાં એના પગના ભણકારા સાંભળવા માટે જાગતી સૂતી. પણ એકે અવાજ, એકે પદસંચાર, એકે બારણાટકોર, એકે ભણકાર—આશાનું એકે ચિહ્ન આખી રાત્રિમાં સંભળાયું નહિ. એમ ને એમ આખી રાત્રિ વીતી ગઈ ને સવાર થયું. ત્યારે જ ગામમાંથી

ઊડતા સમાચારે નર્મદાને ભડકાવી કે વિનાયક તો નાસી ગયો છે. વિનાયકને અચાનક સંસારની વિરક્તિ આવી હતી અને એ સંન્યાસી થયો હતો. એ શું થયો કે શું ન થયો એ સઘળાં અનુમાન માત્ર હતાં. ખરી રીતે એ ભાગી ગયો હતો. ને કેટલાકના કહેવા પ્રમાણે આફ્રિકા જવા ઊપડી ગયો હતો. પછી તો એકાદ ઊડતા સમાચારે ને વિનાયકની જેવીતેવી ચિઠ્ઠી મળી, તેણે ખાતરી કરાવી દીધી કે, વિનાયક આફ્રિકામાં કમાવા ગયો છે. પણ ત્યાર પછી કોઈ પણ જાતના સમાચાર વિના ત્રણ વર્ષ વીતી ગયાં. આફ્રિકામાંથી આવનાર કોઈએ વિનાયકનો વિશેષ પત્તો આપ્યો નહિ. ચિઠ્ઠી પછી વિનાયકનો કાગળપત્ર પણ આવ્યો નહિ. ચિઠ્ઠીમાં તો માત્ર ચારપાંચ શબ્દો જ હતા; "મારી લતાને સોનાની કડલીના બદલામાં, સોનાથી શણગારી શકીશ ત્યારે પાછો ફરીશ. આફ્રિકાવાસી વિનાયક."

નર્મદાને ખાતરી થઈ ગઈ કે હવે વિનાયકની ભાળ નહિ લાગે.

એણે જીવનવિગ્રહમાં નિષ્ફળ ગયેલ આ માણસની પેલી ચિઠ્ઠી સાચવી રાખી ને એને સોનાના માદળિયામાં મૂકી લતાની ડોકે એ માદળિયું બાંધી દીધું.

વર્ષો તો પાણીના રેલાની માફક વહી ગયાં. જોતજોતાંમાં લતા જુવાન થઇ ગઈ, અને નર્મદાની ચિંતા વધી. પાસેના શહેરમાં વીશી ધરાવતા એક જુવાનને શોધીને લતાનું ઠેકાણું પાડ્યું ને પોતે પોતાનો જીવનનિર્વાહ ચલાવવા માટે જે રસ્તો શોધ્યો હતો તે જ રસ્તો ચાલુ રાખ્યો: પહેલાંની માફક ગામમાં બને તે છૂટક કામ કરતી. ઋતુ-

ઋતુ પ્રમાણે નવાં કામ શોધતી. પોતાનું એકનું જ પૂરું કરવાનું હોવાથી તે સુખરૂપે જીવનનિર્વાહ ચલાવવા લાગી. ઘણી વખત એને વિનાયક સાંભરતો, પણ એ તો હવે જીવતો હશે કે નહિ એ પણ શંકા હતી. નર્મદા પોતાનો માર્ગ સાચવી જીવન વીતાવી રહી હતી. પાસે બે પૈસાની મૂડી પણ સાચવણથી થઈ હતી. એની દીકરી લતા શહેરમાં પોતાની વીશી સંભાળતી. રમતિયાળ, હસમુખી ને જરાક છૂટ લેનારી બનવાથી એની વીશી પણ લોકપ્રિય થઈ ગઈ હતી. પણ એનું ધણી તરફનું સુખ બહુ વખત નભ્યું નહિ. પરણ્યા પછી થોડા વખતમાં જ એનો પતિ મરણ પામ્યો હતો. તેના મરણ પછી લતા એકલી સઘળો વ્યવહાર ચલાવતી હતી. ક્યારેક મા, દીકરી પાસે આવતી, થોડા દિવસ રહેતી, ને પાછી પોતાને ગામ જતી. ક્યારેક દીકરી પણ, પોતાની મા પાસે જઈ આવતી. એમ ને એમ દિવસો ચાલ્યા જતા હતા. માએ તો જોબન વટાવી દીધું હતું; પણ લતાને યૌવન આવ્યું હતું. તે વિધવા હતી. એકલી હતી. સારી જેવી કમાણી હતી. તેનું મન કાંઈક વ્યગ્ર રહેતું. પણ તે સાધારણ રીતે ઠીક ગણાય એવી રીતભાત રાખીને પોતાનો જૂનો વીશીવ્યવહાર નભાવી રહી હતી.

૩

રાતના દસ વાગ્યે લૉજમાં રહેવા માટે એક નવા માણસને આવેલો જોઈને લતાની ચિંતા વધી. સઘળા જ ઓરડાઓ ભરાઈ ગયા હતા. અત્યારે કોઈને બીજા ઓરડામાં ખસેડવા એ ઠીક ન હતું. પણ આવનાર માણસ

ઠીકઠીક પૈસાદાર લાગતો હતો. તેણે આવતાંવેંત જ કહ્યું: ‘મારા માટે સારામાં સારો ‘રૂમ’ કાઢી આપો.’

લતાએ વ્યવહારકુશળ નારીની તત્પરતાથી કહ્યું: ‘હું એ જ ચિંતામાં છું. બધા જ ઓરડા ભરાઇ ગયા છે. પણ રહો—મારી પાસેનો જ ખંડ થોડો સામાન પડ્યો છે તે ફેરવીને આપને માટે ખાલી કરાવી આપું—આપ પસંદ કરો તો.’

પેલો માણસ લતાની સાથે ઓરડો પસંદ કરવા ચાલ્યો: ‘હવાઉજાસ તો પુષ્કળ છે. દક્ષિણ-પશ્ચિમની ખુલ્લી બારીઓ પણ છે!’ લતાએ કહ્યું: આપ ક્યાંથી આવો છો?’

‘હું?—’ પેલો થોડો ખંચાયો, પછી તેણે જવાબ વાળ્યો: ‘કલકત્તાથી.’

વ્યવહાર નારીની ઝડપથી લતાએ જોઈ લીધું કે માણસ ખોટું બોલ્યો છે. આની પાસેથી પૈસા સારા મળશે. તેણે તરત વિચારી લીધું. એટલામાં તે ખંડ પાસે આવી પહોંચ્યાં.

‘આ આપનો ખંડ—જો પસંદ પડે તો. પેલી તરફ નહાવાની સ્વતંત્ર સગવડ પણ છે.’

આવનાર માણસે ખંડ પસંદ કર્યો.—સઘળી ગોઠવણ થઈ ગઈ અને ત્યાં રહ્યો.

બીજે દિવસે પણ તે ત્યાં રહ્યો. તેણે ભાણું પોતાના ખંડમાં જ મંગાવી લીધું હતું. લતા એક વખત તપાસવા આવી ત્યારે તેણે ગભરાઈને એકદમ હાથમાં આવ્યાં તે કપડાં ટેબલ પર ફેંકી દીધાં. પણ કપડાં નીચેથી સોનાની સાંકળીઓ લટકી રહી હતી તેમના ઉપર લતાની નજર ચોંટી રહી. માણસ શાહુકાર છે, તેણે વિચાર કર્યો, ને

થોડીવાર પછી તે તેની ખબર પૂછવા માટે ફરીને આવી.

'આપને માટે રાતે કૉફી કે ચા ?'

પણ પેલો માણુસ તેની સામે જોઈ રહ્યો હતો. લતાએ પોતાના યૌવનભરિત દેહને શણગારીને અનુપમ બનાવ્યો હતો. ડોકમાં સોનાની સાંકળી શોભતી હતી. હાથે સોનેરી બંગડીઓ હતી... નવયૌવન પ્રભાત જેવો આછો ગુલાબી સાળુ શરીરને ખુલ્લું કરવા માટે ઢાંકી રહ્યો હતો. જવાબ આપવાને બદલે તે લતાની સામે જ જોઈ રહ્યો.

'આજ તો તમે કાંઈ ઠાઠ કર્યો છે!'

લતા મિઠ્ઠી રીતે હસી: 'ઠાઠમાઠ? ના ના, આ તો મારો નિત્યનો પહેરવેશ છે. આંહીં બધાં સારાં માણસો જ આવે એટલે જરાક સ્વચ્છતા ઉપર વધારે ધ્યાન રાખવું પડે!'

'તમે શું પૂછતાં હતાં ?'

'આપને માટે રાતે શું ચા કે કૉફી ?'

'તમે શું પીશો ?'

લતા વધારે મિઠ્ઠું હસી: એને વીશીમાં આવા ઘણા અનુભવ લેવા પડ્યા હતા: એને ખબર હતી કે મધુર વચનથી ઘરાકી વધારે જામે છે. તે બોલી: 'હું ?'

'કેમ, તમે કાંઈ જ લેતાં નથી?'

'ના, લઉં છું; ચા લઉં છું.'

'ત્યારે મારે માટે પણ ચા બનાવરાવજો — પણ એક સરતે :—

'શી ? વળી સરત ?'

'નથી સમજ્યાં ?'

'ના.'

'ત્યારે તમારે આંહીં મારી સાથે ચા પીવા બેસવું પડશે !'

'ઓહો ! એમાં શું ?' લતા કાંઇક બેદરકારીથી — કાંઈક લટકાથી બોલી: 'એમાં શું ? ચાલો, તમારી સાથે બેસીશ. પછી ?'

તે રાતે લતા ને આવનાર પરદેશી શ્રીમંત બન્ને સાથે ચા પીવા બેઠાં. ધીમે ધીમે બન્ને એક બીજા તરફ આકર્ષાયાં હતાં: લતાને એનું યૌવન દમી રહ્યું હતું: પરદેશીને એ દમી રહી હતી.

બીજે દિવસે તેઓ મળ્યાં ત્યારે પરદેશીએ તેના હાથની સોનાની નકશીવાળી બંગડી વખાણી.

'આવી તમે ક્યાં કરાવી ?'

'કેમ ? આંહીં જ.'

પરદેશી પોતાની 'બેગ' ઉઘાડી સાતઆઠ જોડ બંગડી લાવ્યો.

'આમાંથી તમે કઈ પસંદ કરો ?'

'આ,' કહીને લતાએ એક જોડ ઉપાડી લીધી.

'આપી,' પરદેશી બોલ્યો. અને તેણે કાંઈક મધુર અવાજે કહ્યું: 'તમારામાં કાં એકલું રૂપ હોત — ને કાં એકલું યૌવન હોત !'

લતા હસી પડી: 'શું બોલ્યા ?'

તેણે આગળ વધીને લતાના કપોલપ્રદેશ પરથી થોડા બાલ ખેસવ્યા. 'આ તમારી અલક — તોબાહ —' અને તેના હાથ પર એક મિઠ્ઠી નજર ફેરવી તે પાછળની ખુરશીમાં બેસી ગયો.

લતા બોલી નહિ. તે તેની સામે જોઈ રહી. એના મનમાં એક ઘડીભર એમ વિચાર આવી ગયો કે આવો કોઈ સાથી હોય તો પોતાનો વ્યવહાર કેટલો સુખરૂપ ચાલે ? એ વિચાર આવ્યો ને એ બોલી પણ ગઈ:

'તમને બોલતાં ભારે આવડે છે હો ! કોકને ભોળવી નાખો. મારા જેવી એકલડોકલ તો બિચારી બની જાય. એક તો એને જોડીદાર જોઈતો હોય — જે વ્યવહારમાં મદદ કરે ! તમારા જેવી બોલવાની હોંશિયારી ! બહુ દેશપરદેશ વેઠ્યા લાગે છે ! હવે ક્યાંય ફરવું નથી ? '

પેલો ભડક્યો. તેણે આટલા બધા સ્થાયી સ્વરૂપની એકદમ આશા રાખી ન હતી. પણ તેણે હિમ્મતથી જવાબ વાળ્યો : ' આવજો ને હંમેશાં રાત્રે, જરા બે ઘડી મન બહેલાવવા પાનાં તો ખેલીશું !'

એ મધરાતે લતા પેલા સુંદર પરદેશીના ખંડમાંથી ચોરની જેમ છુપાઈને પોતાના ખંડમાં જતી હતી, ત્યારે એના ચહેરા પર આછું સ્મિત હતું : કેશ છૂટા વિખરાયેલા હતા : વસ્ત્રો અસ્તવ્યસ્ત હતાં : આંખમાં ઘેન હતું : પગમાં લથડાટ હતો. પણ હૃદયમાં વિષાદ હતો. અને છતાં બીજે દિવસે તો પાછી એ ઘેલી અભિસારિકા બનીને એના ખંડમાં ગઈ હતી !

પણ પરદેશી તો એને મોહિની લગાડીને ત્રીજે કે ચોથે દિવસે અજબ રીતે અદશ્ય થઈ ગયો. કોઈને ખબર પણ પડી નહિ. તે ચાલ્યો ગયો તેની ફિકર કરતાં લતાનું પોતાનું માદળિયું અદશ્ય થયું એની એને વધારે ફિકર હતી. માદળિયામાં કાંઈ જાદુ છે એમ ધારીને શરીરસ્પર્શે

એ દૂષિત ન થાય એવી માન્યતાથી, પરદેશી સાથે વિનોદ કરવા બેસતી ત્યારે, હાથેથી ઉતારી એક બાજુ એ રાખી મૂકતી. પોતાના ખંડમાં પાછી ફરતી ત્યારે તેને લીધા વિના — અડક્યા વિના જ પાછી ફરી જતી.

એટલે સવારે આ વખતે તપાસ કરવા ગઈ, ત્યારે એને ખબર પડી કે પરદેશી તો કેટલોક જરૂરી સામાન લઈને અચાનક અદૃશ્ય થઈ ગયો હતો. વહેલી સવારે, ' હું મોડેથી આવીશ — પાસેના ગામડે જાઉં છું ' એમ નોકરને કહીને એ ચાલ્યો ગયો હતો. લતાની ચિંતાનો પાર ન રહ્યો. એની મોડે સુધી રાહ જોઈ, પણ એ ન આવ્યો. તપાસ કઢાવી પણ પત્તો ન લાગ્યો. બીજે દિવસે પોતે મા પાસે જવા ઊપડી — એને માદળિયા વિષે કાંઈક વહેમ હતો. તે દસ સાડાદસે ટપામાં બેસીને પોતાના ઘર પાસે પહોંચી ગઈ.

૪

' જીવતી રહે, બેટા ! શું તારું આયુષ્ય લાંબું છે ! '

' કેમ મા ? '

' આ હમણાં જ તને સંભારતી હતી — અને કાલે માણસ મોકલ્યો — હજી તું કેમ ન આવી — એમ ચિંતા કરતા હતા ત્યાં તું આવી. '

' માણસ મોકલ્યો હતો ? '

' હા. તને તેડવા. તને નથી મળ્યો ? '

' ના. '

' એવા જ હોય — મારા પીટ્યા ગામડાના માણસ

પૈસા લઈ જાય પણ કામ ન કરે. કીધું, તું દોડતો જાજે —બહેનને ખબર આપજે —'

'કે ?—'

નર્મદા હસી: 'કહું !'

'હા કહેને, મા !'

'ભડકતી નહિ હો !'

'પણ શું ? બોલ તો ખરી !'

'તારા બાપ આવ્યા છે !'

'હેં ? સાચું કહો છો, મા ?—ક્યાં છે ? ક્યાં છે ? મારે જોવા છે. ક્યાં છે ?'—તે એકદમ અંદર દોડી.

પણ નર્મદાએ તેને રોકી: 'અરે બાઈ, ગાંડી થઈ જાતી નહિ. આફ્રિકાથી આજ પંદરસત્તર વર્ષે આપણી ખબર કાઢી—તારે માટે શું ઘરેણાં લાવ્યાં છે !'

'મારે માટે ? પણ છે ક્યાં, મા ? મારા બાપા ક્યાં છે ?'

'તું હમણાં બેસી જા. બેટા, જો, બહુ હરખથી માણસ ગાંડું થઈ જાય છે. જો હમણાં આવશે—જરાક બહાર ફરવા ગયા છે—નદીએ નાહીને હમણાં આવશે—'

'પણ હું ઘર તો જોઉં !'

'હા. જો ને.'

લતા ઘરમાં દોડી. અચાનક રસ્તા વચ્ચે પડી રહેલું પોતાનું માદળિયું તેની નજરે ચડ્યું. તેણે તે એકદમ ઉપાડી લીધું.

'અરે ! મા ! આ મારું માદળિયું આંહીં ક્યાંથી ? હું તો એના વિષે જ તને પૂછવા આવી'તી.'

'હા, જો ને, કહેવાનું ભૂલી ગઈ. તારા બાપ તો તને ભૂલી ગયા લાગે છે. મને કહે, હું તો શહેરમાં લૉજમાં બે-ત્રણ રાત પડ્યો રહ્યો. ખબર પડી કે તું હજી આંહી છે એટલે આંહીં આવ્યો. વીશીવાળીનું આ માદળિયું ભૂલથી ખીસામાં આવી ગયું લાગે છે—તેને પાછું મોકલી દઈશું!'

'મા!' લતા ફિક્કી પડી ગઈ હતી. 'એમ—એમ—કોણે કહ્યું? મારા બાપાએ? માદળિયું કોણે આપ્યું?'

'તારા બાપે, બેટા! તને ઓળખે નહિ ને. અરે, મેં કીધું, વીશીવાળીને જ આંહીં બોલાવી છે ને! તમે તમારી છોકરીને પણ ઓળખતા નથી? મોટી લાજવાળી બાઈ જોઈ ન હોય તો — એ તો તમારી લાડકી—લતા! આવડી મૂકીને ગ્યા'તા એ ભૂલી ગયા?' નર્મદાએ હથેળીને જમીનથી એક હાથ ઊંચે લઈ દોઢએ વરસના છોકરાનું માપ બતાવ્યું. 'તું પણ બેટા! તારે ત્યાં બે રાત રહ્યા ને તારા બાપાને ઓળખી ન શકી?' પણ તેં ક્યારે ય જોયા હોય તો નાં?

લતા વ્યગ્રની માફક લવવા માંડી: 'મા કોને? હું કોને ઓળખી ન શકી?'

'તારા બાપને, બેટા! એ પોતે જ આ તારું માદળિયું તારી લૉજમાંથી ભૂલથી ખિસ્સામાં લાવેલા! મેં કહ્યું ત્યારે તો એને ખબર પડી કે પોતે પોતાની જ દીકરીને ત્યાં હતા! જોજે હવે, રેઢું મૂકીશ મા. હાથે પહેરી લે!'

'મા!' લતાનો અવાજ મુડદું બોલે તેવો હતો.

'અરે દીકરી, મારી! કેમ આટલી બધી ફિક્કી પડે છે. હમણાં તારા બાપ આવશે. હમણાં આવ્યા બતાવું.

સવારના ફરવા ગયા છે. મને કહે, હું નાડી કારવી મોડો આવીશ.'

'નર્મદાબહેન!' બહારથી અવાજ આવ્યો. બારણા બહાર એકીસાથે સાતઆઠ માણસો ઊભેલા લાગ્યા. લતા ગભરાટમાં એ તરફ જોઈ રહી.

'કોણ છે?' નર્મદાએ પૂછ્યું.

'જરા બારણું જલદી ઉઘાડજો. વિનાયક ભાઈને જરાક શરીરે ઠીક નથી!'

'કોણ? કરસન તરૈયો!'

'હા, બહેન, બારણું ઉઘાડો!'

નર્મદા દોડી. લતા આડે પડીઃ 'મા! કોણ છે? કોણ છે?'

'અરે ગાંડી!' કહીને નર્મદાએ દોડીને બારણું ઉઘાડી નાંખ્યું. ખાટલા ઉપર સુવાડેલા માણસ સાથે સૌ અંદર આવ્યા.

'શું છે, કરસનભાઈ?' નર્મદા વધુ બોલી શકી નહિ.

'બહેન મૂંઝાવાનો સમો નથી. હજી જીવ છે!'

'હેં! શું થયું છે!'

'એ પછી — પે'લાં દેવતા લાવો!'

'પણ—'

'બધું પછી—પે'લા દેવતા લાવો. શેક કરવા માંડો!'

નર્મદા અંદર દોડી. એટલામાં સૌએ ખાટલા સાથે ઓશરીમાં અંદર પ્રવેશ કર્યો. ખાટલો નીચે મૂકતાં લતાએ ખાટલામાં સૂતેલા માણસને જોયો અને તે છળી પડી. 'મા!' તેનાથી એક ભયંકર ચીસ પડાઈ ગઈ. પોતાની લૉજમાં બે રાત રહી જનારો પેલો સુંદર પરદેશી ત્યાં

મૃતપ્રાય અવસ્થામાં લાંબો થઈને પડ્યો હતો!

નર્મદા અંદરથી દોડતી આવી — પાછી વ્યગ્ર જેમ દોડી — દેવતા લાવવા. એટલામાં એક બ્રાહ્મણ આગળ આવ્યો. 'બહેન! હવે અભડાવતા નહિ. પ્રાણ ઊડી ગયાં કલાક એક થઈ ગઈ છે!'

'પણ... પણ...' નર્મદા બોલતી ન હતી—લવી રહી હતી.

સૌ ગમગીન બની ગયા હતા. પાસેના શહેરમાંથી ડાક્ટરને બોલાવવા માણસ મોકલ્યો હતો. તેની રાહ જોતા સૌ ગમગીન બેઠા. વૈદે તો જાહેર કર્યું કે પ્રાણ નથી.

'ભગવાનની લીલા છે નાં? પણ થયું શું?' કોઈકે બોલ્યું. બ્રાહ્મણ બોલ્યો: 'થાય શું? આપણાં નશીબ. વિનાયકભાઈ આવ્યા — હજી તો ગામમાં વાતો થાય છે, વિનાયકભાઈ ઘણે વર્ષે આવ્યા — ત્યાં તો.. આપણાં કરમ.'

'હું ધાયું દોડચો — પડ્યા કે તરત — મહેનત બહુ કરી જોઈ. પણ એ તો જાણે કેમ ડૂબવા માટે જ પડેલા હોય! બહાર જ આવે નહિ! એક વખત તો મને પણ ખેંચી ગયા. છેવટે નીકળ્યા ત્યારે આમ!' કરસન તરૈયો બોલ્યો.

'ત્યારે તો જલસમાધિ લીધી — એમ સમજવું, બીજું શું? નહિતર આમ ચાઇને કાંઇ અંદર પડે? ધુબાકો થયો. ધોડીને અંદર જઈ પડ્યા! જલસમાધિ લીધી!'

'જલસમાધિ લીધી? મા!' અંદરથી ભયંકર વેદનાભરી લતાની ચીસે સૌ ધ્રૂજી ઊઠ્યા. 'મારે માટે, મા! મારે

માટે — મારે માટે — ' લતા ધ્રૂજતી ધ્રૂજતી બહાર આવી.

નર્મદા ધ્રૂસકે ધ્રૂસકે રડી રહી હતી : ' અરે ! બેટા ! બાપ દીકરીનો મેળાપ નહિ માંડ્યો હોય બીજું શું ?— — મળ્યા — એની લોજમાં રહ્યા, પણ કોઈ કોઈને ઓળખે નહિ. આજ દીકરી મળવા આવી . . . ત્યાં . . .' નર્મદા વધુ બોલી શકી નહિ.

' એ, મા ! આ તો જલસમાધિ — જલસમાધિ — જલસમાધિ. હું. . . હું. . : મારે માટે — '

કોઈ કાંઈ સમજ્યું નહિ. એટલામાં તો બહાર આવેલી લતા પણ ઝીણીને ચીસ પાડી ખાટલા પાસે બેભાન થઈ ને ઢગી પડી હતી.

# રજનીનાં આસુ

હજી સૂર્ય આથમવાને વાર હતી.

પણ વીજળીના દીવાની રોશની પ્રગટીને પ્રેમ નામના નિરર્થક શબ્દની ઉપાસના કરનારી, અનેક અભાગી નારીઓને, તેમના કૃત્રિમ સૌન્દર્યમાં દેખાડે તે પહેલાં, છેલ્લી ટાપટીપ કરીને, અનેક નખરાંબાજ નારીઓ બારણે ઊભી રહી ગઈ હતી. કેટલીકે કાનઢંક વાળ હોળીને પોતાના રૂપને વધારે મોહક બનાવ્યું હતું, તો કેટલીકે ચીની રેશમને તંગ ચોળીમાં વાપરીને કાપડને વધારે ઝીણું ને અવયવને વધારે આકર્ષક બનાવ્યું હતું. કેટલીકે હાથને મારવાડણના હાથની સ્પર્દ્ધા કરવા ચૂડીઓથી શણગારી દીધા હતા, તો બીજીઓએ ખોટાં મોતીની સેરથી માથાને શણગારીને, આંખમાં કૃત્રિમ કાજળ પૂરી મોહિની રૂપ ધાર્યું હતું. એમાં શરીરના શણગાર સિવાય ને ચપળ નેત્રો સિવાય બીજે ક્યાંય પ્રેમ ન હતો: અને છતાં આંહીં જ જુગજૂના ઇશ્કીઓ ગઝલેદર્દથી પીડાતા ફરી રહ્યા હતા.

જ્યારે આજે ત્યાં લદુએ પ્રવેશ કર્યો ત્યારે ત્યાંનો તાલ

જોઈને ઘડીક તો તે દિઙ્મૂઢ બની ગયો.

ચારે તરફની બારીઓમાં ને બારણાંઓમાં અનેક મોહક ચહેરા દેખાતા હતા. અને છતાં દરેક ચહેરા ઉપર હમેશની પૈસાની લાલસાને બદલે, ઘરાકી મેળવી લેવાની તાલાવેલીને બદલે, એક ન સમજી શકાય તેવી ગંભીરતા આવી રહી હતી.

આ જગ્યાએ ને આવે વખતે ગંભીરતા જોવી—એ ભયંકર મુડદું જોવા કરતાં પણ વધારે ભયાનક હતું.

આંહીં કોઈ ગંભીર રહેતું નહિ. કુદરતી રહેતું નહિ. કે સાચું રહેતું નહિ. એટલે જ આ સ્થળ જાદુભરેલી મોહકતા જાળવી રહ્યું હતું. એ સ્થળ ગંભીર બને, અકૃત્રિમ બને, સાચું બને તો હજારો માણસો ત્યાંથી નિરાશ થઈ કોઈ એવા સ્થળમાં જાય કે જ્યાં આમાંનું કાંઈ ન હોય.

આજે આ સ્થળમાં વાતાવરણની આવી અસર જોઈ લઈૂને ભારે આશ્ચર્ય થયું.

૨

બીજું કાંઈ હતું નહિ. મેના પોતાની નિત્યની જગ્યાએ રહી, પોતાના મદભર શરીરને વધુ આકર્ષક બનાવવાને બદલે એક તરફ શાંત ઊભી હતી. તેની આંખમાં આંસુ હતાં. વદન ઉપર વિષાદની છાયા હતી મોં ઉપર મૃત્યુની ફિક્કાશ હતી. એના શૃંગારમાં તેજ ન હતું. એની આંખમાં ચપળતા ન હતી. એના હોઠ ઉપર પેલી ભયંકર લાલિમા દેખાતી ન હતી.

આંહીં જ્યાં સઘળું જ ખોટાં ઘરેણાં જેવું ખોટું છે

ત્યાં આટલી આ નાની સરખી સાચી વાતે તો ગજબનું મોટું સ્વરૂપ ધારણ કર્યું હોય તેમ લાગ્યું. કારણ કે બીજી નારીઓ પણ પોતાનો સાચો શૃંગાર ભૂલી આ ખોટી ગંભીરતામાં બેઠી રહી હોય તેવું લાગતું હતું.

'ક્યા હૂય ?' લટ્ટુએ પોતાની હમેશની ઓળખાણવાળી એકને પૂછ્યું.

'જી — કુછ નહિ — ખાલી તકરાર — આઓ !' એટલામાં કોઇ પાસે ફરી રહેલા વૃદ્ધ માણસે બારણામાં પ્રવેશ કર્યો ને લટ્ટુને જવાબ આપવાનું છોડી, પેલી સ્ત્રી અંદર ચાલી ગઇ.

૩

મેના આ બજારનું નવું ને સુંદર મોહક પંખી હતું. એ આંહીં આવી ત્યારથી બજાર તેજ હતું. જે ઉલ્લુઓ આઠ આના કાઢતાં ધ્રૂજતા — તે રમતરમતમાં પાંચ રૂપિયા આપીને ચાલ્યા જતા. મેનાએ તો વડોદરા ને દિલ્હીમાં અનેક નરોને રમાડ્યા હતા. એણે અને એની નખરાબાજીએ બીજી બધી બજારુ નારીઓને ઝાંખી પાડી દીધી હતી. પણ તેથી જ કેટલીક વહી જતી જુવાનીની પ્રૌઢાઓને તેની ઈર્ષા પણ લાગી રહી હતી.

છેલ્લા પંદર દિવસ થયાં, મેનાની સાખપાડોશમાં એક બાઈ માંદી પડી હતી.

તેની સારવારમાં મેના ને બીજી ઘણી નારીઓ રહેતી. પણ મેનાએ તેની સેવા પોતાના કુદરતી પ્રેમથી ઉપાડી લીધી હતી. મેના જુવાન હતી, રૂપાળી હતી, ઇશ્કી હતી.

આ બજારમાં વધુમાં વધુ પ્રિય હતી. એની ઘરાકી જામી રહી હતી. એટલે એ સુખદ ભાનથી જે ઉદારતા આવે એ ઉદારતાએ એને આ બુઝાતા દીપકની પાસે બેસારીને વધુ ને વધુ વિનમ્ર બનાવી હતી. એને કદાચ એ પણ ભાન થયું હશે કે આજ પ્રમાણે એક દિવસ એ પડી હશે — ને તેની પાસે કોઈ નહિ હોય. કોઈ જ નહિ હોય !

પેલી માંદી સ્ત્રી પાસેના એકઢાળિયામાં રહેતી હતી.

મેના ત્યાં ઘણો વખત ગાળતી — અને એને શેક, દવાદારૂ પોતાના હાથે પોતે કરતી.

મેનાનું આ વર્તન એની દિવસની ઘરાકીમાં મોટી ખોટ આણતું.

આથી મકાનમાલિકને પોતાના ભાડામાં ખોટ જતી. અને તે મેના ઉપર ગુસ્સે રહેતો. મેનાને લાવનાર સાથે તે બે-ત્રણ વખત ઝઘડ્યો પણ હતો.

આંહીં — આ બજારમાં—મૃત્યુને માટે પણ સમય ન હતો.

આંહી દરેક ચીજની કિમ્મત હતી. અને સૌથી વધુ કિમ્મત વખતની હતી.

એટલે આજે જ્યારે લગભગ ચારપાંચ વાગે, પેલી વૃદ્ધ સ્ત્રીએ પોતાનું શરીર તજી દીધું, ત્યારે અનેક રૂપ-રમણીઓને પોતપોતાનાં શરીર વિષે એક ઘડીભર શંકા જન્મી: થોડો વિષાદ થયો : પણ આથમતી સાંજના દીવાએ તેમને દરેકને સતેજ કરી, ઝીણાં વસ્ત્રમાં શરીરને છુપાવવાનું નિમંત્રણ આપ્યું. અને પેલી મરણ પામેલી વૃદ્ધ સ્ત્રીને, તેના એક ઓરડામાં પૂરી રાખી, તેની પાસે

મૃત્યુદીપ પ્રગટાવી, બારણું બંધ કરી, એના મુડદાની યાદ ભૂલી, દરેક સ્ત્રી પોતપોતાના સ્થાન ઉપર સજ્જ બનીને બેસી ગઈ.

તે છતાં પેલા બંધ બારણાની તડમાંથી પ્રકાશ આપતો પેલો મૃત્યુદીપ ભયંકર સ્વપ્નની હાજરી જેવો બનીને તેમને અકારણ ગંભીર બનાવી રહ્યો હતો. પણ પછી થોડો વખત જતાં, રાત્રિ જામતાં, ને રજનીનો નિત્ય કાર્યક્રમ શરૂ થતાં, દરેક દરેક પોતપોતના નિત્ય વ્યવહારને જાળવવા વધારે ને વધારે આકર્ષક થવાનો વેષ ભજવી રહી.

એક જણ મેના પાસે આવ્યો.

તે વખતે મેનાની નજર પેલી સ્ત્રીના ઘરમાં જળી રહેલા મૃત્યુદીપ ઉપર હતી.

તેની આંખમાં આંસુ હતાં. તેના મોં ઉપર ગ્લાનિ હતી.

તેણે પેલાને કાંઈ જવાબ ન વાળ્યો—ને તે 'ક્યા બાત હય—' એમ બોલતો ચાલ્યો ગયો.

હમેશની એની મોહિનીમાં પડેલા એક પછી એક આવવા લાગ્યા. પણ પાછા જવા લાગ્યા.

મકાનમાલિક તેની પાસે આવી ચડ્યો: 'કેમ સમજતી નથી? કેમ આમ ઊભી છો?'

મેનાએ જવાબ ન વાળ્યો.

પેલાએ તેને ધક્કો દઈ ઘરમાં લીધી ને બે ઠોંસા લગાવી દીધા: 'સાલી કમજાત—ઘરાકી તોડતી હય? ક્યા તેરી કોઈ સગી થા વો?'

મૃત્યુદીપ પવનમાં હાલી રહ્યો હતો ને તેની તેજછાયા દેખાઈ રહી હતી.

ગડદા—પાટુ—જેટલો મરાય તેટલો માર મારીને મેનાને તેને બારણે એણે પાછી ઊભી રાખી દીધી.

પેલી અજાણુ વૃદ્ધ સ્ત્રીના મુડદાંની પવિત્રતા માટે મેના હતી તેમ જ શોકભરેલે ચહેરે ઊભી રહી.

એક જુવાન આવ્યો.

બે રૂપિયા ધર્યા, પથ્થર જેવી મેનાએ તેની સામે ન જોયું.

પાંચ રૂપિયા ધર્યા.

મેનાનું ધ્યાન પેલા મૃત્યુદીપ ઉપર હતું.

પેલાને ઇશ્કનો રંગ લાગ્યો હતો. એને આજે આ અબોલ સ્ત્રીને બોલાવવી હતી.

તેણે દસ રૂપિયા ધર્યા.

મેના તો જડ પ્રતિમા જેવી ઊભી હતી. પેલો રખેવાળ પાછો આવ્યો. તેને આજે પોતાની ઘરાકી મેનાની હઠને લીધે વેરાઈ જતી લાગી.

'કયું ?' તેણે એક હાકોટો માર્યો.

ત્રાસિત હરણી હોય તેમ તે કૂદીને ઘરમાં ગઈ.

'જાઈયે—જનાબ !' પેલાએ કહ્યું. તે જુવાન તેની પાછળ ગયો.

પણ એક ઘડીમાં મેના પાછી ફરી. તેણે પોતાના હાથમાં લીધેલા દસે રૂપિયાનો પેલા રખેવાળની સામે ઘા કરી નાખ્યો

રૂપિયાના અવાજે અનેકનાં ધ્યાન ખેંચ્યાં. અનેક નારીઓ મેના તરફ જોઈ રહી. એના બોલ સાંભળી રહી.

'તારાથી થાય તે કરી લે—જા, આ ઊભી !' મેના રખેવાળ સામે સિંહણનો સીનો ધરીને બોલી રહી હતી.

'કયું ? —'

'નહિ બેસું — જા; આજ નહિ બેસું. આ અભાગણી નારીના મુર્દાને માન આપવા — એની હાજરીમાં આજ નહિ બેસું જા — તારાથી થાય તે કરી લે — આજ મુર્દાને નહિ અભડાવું, જા !'

રખેવાળે પેલા પાછા ફરેલા જુવાનના હાથમાં વીણેલા પૈસા આપતાં કહ્યું: 'સાહેબ ! વો બદમાસ, આજ નહિ માનેંગી!'

લદ્દુનાં પગલાં થોડેક દૂર ગયાં હશે એટલામાં પેલા બંધ બારણા પાસે કોઈનો રુદન અવાજ તેણે સાંભળ્યો.

મેના બારણાંની તડમાંથી દેખાતા મૃત્યુદીપની પાસે ઊભી રહીને મોટેથી 'ઓ મા !' — જે એની મા ન હતી એને સંભારીને — બોલીને મોટેથી રડી રહી હતી.

બીજી જ ક્ષણે દરેકે દરેક બારી ને બારણાં બંધ થઈ ગયાં હતાં ને રખેવાળો ને માલિકો સમજે કે શું થયું ને પહેલાં તો અભાગી નારીનાં વૃંદ વૃદ્ધ મૃતદેહની મર્યાદા પાળવા મેનાની પાસે આવીને ગંભીરતાથી ગુપચુપ બેસી ગયાં હતાં.

તે રાત્રે એ બજારના સઘળા દીપ બુઝાઈ ગયા હતા.

માત્ર પેલો મૃત્યુદીપ બળતો હતો. મેના ત્યાં બંધ બારણા બહાર બેઠી હતી. અને નારીનાં વૃંદ ગુપચુપ શાંત બેસીને તેની સામે જોઈ રહ્યાં હતાં.

તેમાંની દરેક મનમાં ઇચ્છી રહી હતી કે જો આજે જ એનું મૃત્યુ થયું હોત ! — વર્ષો પછી કે ગમે ત્યારે — કોઈ પણ રડનાર નહિ હોય ત્યારે મૃત્યુ આવશે એના કરતાં આજે જ એ આવ્યું હોત !

તે રાત્રિએ જ્યારે થોડે મોડેથી માલિકા ને રક્ષિતા પણ અભાગી નારીઓનાં વૃંદ સાથે, પેલી વૃદ્ધાના મૃત્યુદીપ સમીપ બેઠા ત્યારે ધરતી ઉપર પડેલાં અનેક અભાગી નારીઓનાં આંસુમાં રજનીરાણીએ પણ પોતાનાં અમોલ આંસુ આપ્યાં હતાં.

## અભિનવ અભિસારિકા

**દીનાનાથે** જ્યારે જાણ્યું કે મેનાના દાદાને રક્તપીતનો રોગ થયો હતો ત્યારે એક ઘડીભર એ વિચારમૂઢ થઈને જવાબ ન આપતાં શાંત બની ગયો.

મેના અને દીનાનાથ વચ્ચે પ્રીતિ હતી. અત્યારે મેના બીજે ગામ ગઈ હતી છતાં તે ચાલુ રહી હતી. આ જમાનાને અનુકૂળ થવા મથતા વૃદ્ધ વડીલોએ એ વસ્તુનો કચવાતે દિલે પણ સ્વીકાર કરી લીધો હતો અને વાતચીત માટે યોગ્ય સમયની રાહ જોવાતી હતી. તે દરમ્યાન દીનાનાથના પિતા રઘુનાથ ઉપર એક કાગળ આવ્યો. કાગળ મુંબઈથી હતો. મૂળ એ જ ગામના રહેવાસી, પણ હવે વ્યાપારઅર્થે મુંબઈમાં જઈને વસેલા રઘુનાથના બાલમિત્ર છગનલાલે એ લખ્યો હતો.

મેનાના પિતાને રક્તપીતનો રોગ થયો હતો. છગનલાલને તેમનાં ગત પત્નીએ એ વાત કરેલી. આપણી બાલપણની મૈત્રી જોતાં તમને એ સંભારી આપવાની ફરજ સમજું છું' વગેરે હકીકત એમાં હતી. છગનલાલનાં ગત

પત્ની મેનાનાં માશી થતાં. એટલે તેમણે કરેલી વાત ભરોસા-લાયક હતી. છગનલાલને તે પત્નીથી કાંઈ સંતાન ન હતું. અત્યારે જે બીજી સ્ત્રીને તે પરણ્યા હતા તે પણ આ તરફની હતી.

એટલે હવે આ હકીકત જાણ્યા છતાં મેના સાથે સંબંધ બાંધવો કે નહિ એ પિતા પુત્ર બંનેને માટે કોયડો હતો.

ઘરમાં કોઈ બીજું માણસ ન હતું કે તેને કાને વાત નાખીને વાતની ચર્ચા કરી શકાય. રઘુનાથ પોતાની જુવાનીમાં ઘરભંગ થયા પછી દીનાનાથ ઉપર જ મદાર રાખીને બીજી વાર પરણ્યા ન હતા.

અંતે એવો નિશ્ચય થયો કે દીનાનાથે પોતે આ વાતની સંપૂર્ણ તપાસ કરવા એક વખત મેનાને ત્યાં જઈ આવવું, ને ત્યાર પછી જરૂર લાગે તો છગનલાલને ત્યાં છેક મુંબઈ સુધીનો ધક્કો ખાઈને પણ વાતનું સાચું મોંમાથું મેળવી લેવું.

એ પ્રમાણે દીનાનાથ મેનાને ત્યાં જવા માટે નીકળ્યો.

મેનાના પિતા મોટું ન ગણાય કે નાનું ન કહેવાય એવા એક ગામમાં વહીવટદાર હતા. દીનાનાથનો કાગળ મળતાં તેમણે સ્ટેશન ઉપર સગરામનો બંદોબસ્ત રખાવ્યો હતો.

ખરે બપોરે સ્ટેશને ઊતરી આરામથી સગરામમાં બેસીને દીનાનાથે સીમની હરિયાળી ભૂમિ જોતાં જોતાં સગરામવાળા સાથે વાત શરૂ કરી.

'ભાઈ! તમારું નામ શું?'

'સગરામ —'

'વાહનનું નહિ — તમારું નામ પૂછું છું.'

'હા, હા, સાહેબ, મારું નામ સગરામ.'

'એમ ? કેવા છો ?'

'જાતના સથવારા, સાહેબ ! આ ગામમાં, સાહેબ ! નહિ નહિ તો ત્રીસ ઘર હતાં. હવે તો શું રહ્યું છે, સાહેબ? ગામડાં ભાંગીને ભુક્કો થઈ ગયાં છે. કોઈ કે'તાં કોઈના ઘરમાં અનાજ નથી. આ અમલદાર વળી બે'ક સારા છે—'

'આ અમલદાર — એટલે કોણ ?'

'કેમ સા'બ ! તમે જાવ છો એ — સસકાણુભાઈ —'

શશિકાન્તના થયેલા આ નવીન અપભ્રંશે દીનાનાથને હસવું આવ્યું.

'કે' છે, સા'બ ! તમે જોવા આવો છો ?'

'કોને ?'

'બીજા કોને, સા'બ ? અમને અજડ વરણને શું ખબર પડે ? કે' છે, મોનાં બોનને—'

દીનાનાથને આ બીજા અપભ્રંશનો સ્વાદ વધુ મિષ્ટ લાગ્યો. મેનાનું—મોના—સુંદર તો લાગે. મેના — મોના — મોહના — મોહિની એમ ને એમ એ કોણ જાણે કેટલાંય આકર્ષક નામો શોધી જાત, ત્યાં 'ઓળખાણ પડે છે કે, ભાઈ ?' એમ રસ્તા ઉપરથી અવાજ આવ્યો.

સામે ઘોડા ઉપર શશિકાન્ત પોતે બેઠા હતા.

'ઓહો ! તમે — તમે શું કરવા તસ્દી લીધી ?'

'તસ્દી તો લેવી જ જોઈએ નાં ? અમારે કાંઈ થોડી તમારા જેવી બાદશાહી છે ? અમે તો નોકરભાઈ ઠર્યા. આ

એક તુમારિયું છે તે પાસેના ગામડામાં જવું પડે તેમ છે, એટલે કીધું, કહેતો જાઉં, તમે ઘેર બેસો ન બેસો ત્યાં હું આ — આવ્યો.'

દીનાનાથને તો મેના ઘેર એકલી હશે — કારણ કે શશિકાન્ત પણ ઘરભંગ હતો — એ વિચારથી જ એટલો નવો રંગ આવી ગયો હતો કે શશિકાન્તે ક્યારે ઘોડો મારી મૂક્યો તે પણ તેની નજરમાં રહ્યું નહિ.

'તો ય પણ સારું છે હો, સા'બ! આ સા'બ એક સારા છે,' સગરામ પોતાની વાત ચલાવી રહ્યો હતો: 'ગયો એ ભારે નફ્ફટ હતો. પણ એ તો એ વખતે છગનલાલભાઈ — તમે તો એને ઓળખતા હશો — એનો મોટો વેપાર, મુંબઈ બંદરે હાલે છે, એનું આ ગામમાં સાસરું ખરું નાં, તે આવેલા. એટલે વળી ગામલોકે ફરિયાદ કરી. તેમણે સાંભળી ને લાગવગ હલાવીને એને આંહીંથી કાઢ્યો. છગનલાલભાઈ ક્યાંય થાવા નથી હો, સા'બ! એક લાખનું માણહ!'

'એમ? છગનલાલભાઈ ત્યારે આંહીં આવે છે ખરા?'

'તઈં નૈ? લાખનું માણહ, સા'બ! આંહીં એક છોકરી રખડતી'તી, એમની વહુને કાંઈક છેટેનાં સગપણમાં હશે, તે ભાઈ આવ્યા, ત્યારે ભેગી લઈ ગયા. ભણાવી-ગણાવીને બાજંદી બનાવી દીધી. હમણાં આંહીં આવી છે આંટો મારવા ગામમાં — પણ સા'બ! શું હુશિયાર થઈ ગઈ છે? બાઈ હુશિયાર થઈ તો કોઈ ભાઈ જ એની નાતમાં એવો ન મળે. નકર એનું તો નામે ય રૂડું છે. મધરિકા.'

મધુરિકાનો આ અપભ્રંશ દીનાનાથના દિલમાં કાંઈ સ્થાયી સંસ્કાર મૂકી શક્યો નહિ. તેનું ધ્યાન પણ વાતમાં થોડું હતું. તે પોતે મેનાને શી રીતે મળશે એની કલ્પનામાં પડી ગયો હતો.

૨

'ઓહોહો ! તમે તો કાંઈ હવે બહુ મોંઘા થઈ ગયા છો ? હાસ્તો, મોટાં માણસનાં એ લક્ષણ છે. એમાં હવે વળી ડૉક્ટર થવાના. હવે તો અમે ત્રણ ત્રણ કાગળ લખીએ ત્યારે આપ એકનો જવાબ આપો. ત્રણ ત્રણ વખત બોલાવીએ ત્યારે એક વખત આપ બોલો.'

'હા, હા, તમને હું ઓળખું તો ! તમને ટેવ જ છે બીજાને બનાવવાની. મેં તમને ત્રણેના જવાબ લખ્યા હતા — અને આ હું આવ્યો નહિ ? તમે તો ન આવ્યાં — હું મારી મેળે ચાલી ન આવ્યો ?'

'તે નવાઈ કરતા હશો ?'

'નવાઈ નહિ ? તમારું નામ પેલા સગરામે સરસ કહ્યું હો !'

'શું કહ્યું ?' મેના હસી પડી.

'એણે કહ્યું: 'મોના !' પણ મારા મનમાં શું આવ્યું — કહું ?'

'ના, મારે નથી સાંભળવું,' ખોટો રોષ કરીને મેના બોલી. પણ એની સાંભળવાની તાલાવેલી ઘણી વધી ગઈ હતી. પણ એટલામાં તો —'એ ! જરા ભલે ઓછી વાતો થાય ! ઉઘાડજો ! કોઈક આવ્યું છે !'— એવો બહારથી

એકઃસુંદર અવાજ આવ્યો. બંને ચોંકી ઊઠયાં.

'કોણ છે?' દીનાનાથે કહ્યું.

'એ તો મધુરિકાબહેન — હમણાં આંહીં હવાફેર કરવા આવ્યાં છે — મધુરિકાબહેન — છગનલાલભાઈ મુંબઈ લઈ ગયેલા ને તે — તમે તો ઓળખતા હશો.'

'હા. એમને જાણું તો ખરો જ,' દીનાનાથ મધુરિકાને નામથી ઓળખતો હતો. ને સગરામે હમણાં જ વાત કરી હતી.

ફળીનું નીચેનું બારણું ઉઘાડવા જતાં જતાં મેના બોલી, 'પેલું તમારા મનમાં શું આવ્યું હતું?'

'હં — જોયું! કેટલું મન હતું સાંભળવાનું? પણ હવે હું નહિ કહું —'

'અરે! પણ ઉઘાડો તો ખરાં. તમારા રસમાં ભંગ પાડવા ઝાઝીવાર ઊભાં નહિ રહીએ!' બહારથી મધુરિકાનો મધુર ઉપાલંભ આવ્યો.

'મારે સાંભળવું ય નથી ને,' હાથનો છણંકો કરતી મેના ચાલી.

'મારા મનમાં આવ્યું હતું: મેના — મોના — મોહના — મોહિની!' દીનાનાથ તેને જતી જોઈને બોલ્યો.

'અરે! જાવને —' મેના એમ બોલાતી ગઈ. પણ તેના મોં ઉપર તો હાસ્ય છવાઈ ગયું હતું. તેણે મધુરિકાના ધક્કાધક્કીને જવાબ આપતું બારણું ખોલી નાખ્યું.

'ઓહો! તમારી તો કાંઈ વાત છે? મહેમાન તો સૌ કોઈને ત્યાં આવતા હશે!' મધુરિકા ખોટા ઠપકો આપી રહી.

મેનાએ પ્રસન્નતાથી કહ્યું: 'પણ અમારા જેવા કોઈને ત્યાં નહિ તો ! અમારા મહેમાન તો મોંઘા, બાઈ ! ત્રણ ત્રણ કાગળ લખો ત્યારે એકનો જવાબ આપે. દસ વખત પગે પડો ત્યારે એક વખત આવે ! અમારા મહેમાન તો એવા — '

'મારા જેવી હોય તો — ઊંહ —' અને મધુરિકાએ પોતાના નાજુક હાથની મુઠ્ઠી વાળી દીનાનાથ તરફ ખોટા રોષમાં ઉગામી; અને હોઠ વડે સરસ ફુત્કાર કર્યો: 'ઊંહ— એ ભાયડા તો —'

પણ પછી દીનાનાથ બિચારો બે મધુર રમણીઓ વચ્ચે શું કરવા આવ્યો હતો, એ વસ્તુ ભૂલવા લાગ્યો હતો.

મધુરિકા પોતાને ત્યાં ચાર વાગે ચાનું આમંત્રણ આપીને જતાં જતાં બોલી :

' આવજો પાછા—હું બહુ મોંઘા નહિ કરું હો—જોયા ન હોય તો — એ તો બિચારાં મેનાબહેન એવાં ભોળાં છે તે તમને મોંઘા કરે — તમને ભાયડાને તો — એહ — ઊંહ–' અને એણે હાથથી અભિનય કરી મોટેથી ફુત્કાર કર્યો અને વધુ રૂપાળી બની ગઈ.

કોઈ કોઈ વાર નાતપ્રસંગે, વખતે વખતે દીનાનાથ મુંબઈ જતો એવો પ્રસંગે, મધુરિકા મળતી ખરી એટલે એનાથી લેવાતી આ છૂટ સહજ હોઈ તેમાં મેનાને કાંઈ નવાઈ ન લાગી.

પણ દીનાનાથના ચિત્તમાં એક બીજો પ્રશ્ન ઉદ્ભવ્યો ને સંગ્રામ સાથે થયેલી વાતચીતે એને ઉત્તેજના આપી : 'આ મધુરિકા કેટલી ચપળ છે ? '

મધુરિકા ચાનું આમંત્રણ આપીને પોતાના ઘર તરફ વળતી હતી ત્યાં એને સંગ્રામ જ મળ્યો.

સંગ્રામને જોઈને તે હસી પડી. 'કેમ અલ્યા? તું તો પાછો દેખાયો જ નહિ!'

'વાત થઈ'તી, બાસા'બ! પછી કીધું, શું નાહક આંખે ચઢવું?'

'પણ પેલી વાત થઇ?'

'ઈનો મોકો ન મળ્યો.'

'ઈનો મોકો ન મળ્યો? વાહ! હજી મૂકવા તો તું જ જશે નાં? તે વખતે કરી. તને તો ગામની રજેરજ ખબર હોય. તારે ક્યાં એમ કહેવું છે કે એવું કરશો મા. તારે તો કહેવું કે, સા'બ! સંભળાય છે કે રગતપીતનો રોગ હતો વખતે સાળો વારસામાં ઊતરે તો મારી દે!'

'એટલું તો કહી દે'શ! બાસાહેબ!'

'થયું ત્યારે—'

સંગ્રામ સ્ટેશને દીનાનાથને લેવા જવાનો છે એ ખબર મધુરિકાને પડી હતી. દીનાનાથ શા માટે આવે છે એ પણ એને ખબર હતી. એટલે એણે પેલા ત્રણ ધૂર્તોએ બ્રાહ્મણને એકનું એક કર્યું હતું એ 'પંચતંત્ર'ની વાર્તાનો આશ્રય શોધ્યો.

દીનાનાથને મેળવવાનો એ રસ્તો હતો. મધુરિકાએ એનો લાભ ઉઠાવવા ધાર્યો હતો. એ સિવાય બીજો કોઈ રસ્થળે તો નજર પડે તેમ હતું નહિ. એણે આ પ્રયોગ સંગ્રામદ્વારા સાધ્યો.

અને પછી મેનાની સાથેની મૈત્રીનો લાભ લઈ, તેણે

દીનાનાથને આ માટે પણ આમંત્રણ આપ્યું, વધારે પરિચય મેળવવા : અથવા પોતાનો પરિચય વધારવા.

૩

'ચાપાર્ટી' ઉપર જ મધુરિકાને લાગ્યું કે કહો ન કહો પણ એ દીનાનાથને પોતાના તરફ આકર્ષી શકી તો છે.

દીનાનાથે કહ્યું : 'મને તમારી વીજળિક અતિ બહુ ગમે છે !'

મધુરિકા આડું જોઈને બોલી : 'એવું બોલતા નાં, મફતનાં મેનાબહેન ચિડાશે.'

મેના બોલી : 'મારે એવી શી ચિડાવાની જરૂર છે ?'

મધુરિકા કહે : 'જુઓ, તમે ચિડાયાં જ કે નહિ ? મેં તો અમસ્તું જ કહ્યું હતું !'

દીનાનાથે રસ્તો કાઢચો : 'લ્યો, ચાલો, તમારા બન્નેના મનનું સમાધાન શોધી આપું. કાલે હવે તમારે ચા પીવા આવવાનું છે !'

'પણ મેનાબહેન તો કહેતાં જ નથી ને !'

'ઓ હો હો ! નહિતર તો તું કીધાની રાહ જુએ એવી ખરી કે ? હવે આવજે ને કાલે બે ઘડી મજા આવશે. અમે શેતરંજ રમીએ છીએ એ જોવું હોય તો વહેલી આવજે !'

શશિકાન્ત તો સાંજે જ આવી ગયા હતા. પણ કોઈને શંકા ન પડે તેમ વાત જાણી લેવી એવી મનમાં ગાંઠ વાળેલી એટલે દીનાનાથે તે દિવસે ખુલ્લી રીતે કાંઈ વાત કાઢી નહિ. પણ અર્વાચીન રોગો ને તેના ઉપાયો ને

એવી એવી વાતો કાઢી. શશિકાન્તે તો મુંબઈની જાહોજલાલી વિષે જ વાતો કરી.

દીનાનાથ સૂતો ત્યારે પોતાના જ્ઞાનમાં તેણે કાંઈ વધારો કર્યો ન હતો.

બીજે દિવસે ચોપાટી ઉપર મધુરિકાએ હોંશિયારીથી ફેંકેલું એક વાક્ય તેને હૈયે ચડી ગયું. તેણે મેનાની મશ્કરી કરતાં કહ્યું હતું : ' અરે ! તું તો છે જ એવી અણુઘડ જેવી. આ બહુ બોલતા નથી તે એમના હૃદયનું માપ તો કાઢી લે. '

અને દીનાનાથે એ જ વાક્ય પોતાના મનમાં મેનાને લાગુ પડ્યું: ' એ બહુ બોલતી નથી તે એની પરિસ્થિતિ તો જાણી લે ! '

ત્રણચાર દિવસ દીનાનાથ રોકાયો, એટલામાં તો મધુરિકાએ દીનાનાથને પોતાનો કરી લીધો હતો. કોઈ વખત આવીને અચાનક કોઈક રસિક મશ્કરી કરી જાય; તો બીજી વખત એકાદ નર્મ મર્મનું વાકય કહી સૌને હસાવે : તો વળી ત્રીજે પ્રસંગે પોતે પીરસવા નીકળી પોતાની જાતને વધારે પ્રગટ કરી દે : તો કોઇ વખત મશ્કરીમાં દીનાનાથને હસતાં હસતાં કહી પણ દે : ' જો-જો હોં ! મેનાબહેન પાસે મોંઘા થાવ છો, પણ કયાંક બીજે કોઈ રતાંધળું મળે નહિ ! '

શશિકાન્ત તો પોતાના ઑફિસકામમાં પડેલો માણસ હતો. એને ખબર ન હતી કે દીનાનાથ કોઈ બીજા હેતુથી આવેલ છે. વાત કરવી તે દીનાનાથને સુરુચિના ભંગ જેવું લાગ્યું. પોતાનું નક્કી નથી તે પહેલાં મેનાને

વધારે પડતું માની લેવાની તક આપી દેવી એમાં એને દુર્જનતા લાગી. એટલે એ મેના સાથે કાંઈક અતડો પણ રહ્યો. ને વળી એને મધુરિકા સાથે ખુશખુશાલ થતો જોઈ મેના પણ એનાથી જરાક વિમુખ થઈ ગઈ.

પછી દીનાનાથે જવાની રજા માગી.

એ જ સંગ્રામ પાછો સગરામ જોડીને એને સ્ટેશને મૂકવા ચાલ્યો.

'કેમ સા'બ! હવે ક્યારે આવવાના?'

'હવે તો વળી થાય તે ખરું!'

'કેમ? નો માન્યું મન? બાઈ તો સા'બ! લાખ ટકાનું માણસ છે હો!'

'પણ કે' છે, એના દાદાને રમતપીત હતો —'

'અરે રામ! આવા વહેમીલા ક્યાંથી? એનું કાંઈ આજે વાંકું કાઢવાનું હોય? હવે થાવા કાળ હોય તો થાય — નીકર કાંઈ નથી થાતું, સાહેબ!'

'પણ ત્યારે હતો એ તો ખરું ના?'

'રાત જેવડું માણું છે — સા'બ, ખોટું નહિ બોલું — હતો તો ખરો — એ તો મારી જાણની વાત છે.'

દીનાનાથ તે પછી કાંઈ બોલ્યો નહિ. ચૂપ થઈ ગયો.

બીજે દિવસે મેનાને કાગળ મળ્યો તેમાં સ્પષ્ટ વાત હતી: 'મેં વિચાર માંડી વાળ્યો છે.'

મેનાને સમજણ ન પડી કે દીનાનાથે કેમ વિચાર માંડી વાળ્યો.

મધુરિકા તેને એક દિવસ મળી ત્યારે મેનાએ કહ્યું: 'એમણે વિચાર માંડી વાળ્યો. પણ મેં વિચાર માંડી

વાળ્યો નથી.'

'કેમ? પાર્વતી જેમ તપ કરવું છે? આ જમાનામાં આવે તાંબિયાનાં ત્રણસો પુરુષો મળે છે ત્યારે?'

'પણ આપણું મન એક વખત જ્યાં મળ્યું —'

'અરે! જાવા દે ને મારી બાઈ! મન ને બન. એમ પુરુષો પાછળ મનની મોલાત વેડફી નાખીશ તો હેરાન હેરાન થઈ જઈશ. એ તો 'તેરે કન્યા બહોત હૈ, તો મેરે મન ભી અનેક.'

પણ મેનાનું મન માન્યું નહિ. તેણે કોઇને કંઇ વાત ન કરતાં મનમાં ને મનમાં પોતાની વાત સંઘરી રાખી.

અચાનક એક દિવસ વળી દીનાનાથનો કાગળ આવ્યો હતો કે તે મુંબઈ જાય છે ને સ્ટેશને મેનાને મળવા બોલાવી હતી.

શશિકાન્તે કહ્યું: 'એમ હવે જવાય નહિ. હવે એ વાત મનમાંથી કાઢી નાખ —'

મેનાએ કહ્યું: 'હું જઈશ — ને પાછી વાત જાણી લઈશ —'

મધુરિકાએ કહ્યું: 'હવે કાકા! જવું હોય તો જવા દો ને! ને નહિતર ચાલને મારી સાથે મુંબઈ, છેક સુધી સંથવારો થાશે!'

પછી વાતનો નિર્ણય છોકરીઓ પર મૂકી શશિકાન્ત કાંઈક કામે બહાર ગયા.

તેના ગયા પછી મેનાએ કાંઈક ઉતાવળથી મધુરિકાને કહ્યું:

'તું મુંબઇ જવાની છો?' તેણે આશ્ચર્ય ને શંકાથી

મધુરિકા સામે જોયું. તેના મનમાં ભય હતો કે મધુરિકાએ દીનાનાથને ભૂરકી નાખી છે.

'ત્યારે નહિ! હું હવે આંહીં રહીને કરું પણ શું! એ તો તારે પોસાય કે ત્રણ ત્રણ કાગળ લખે ને જવાબ ન આવે તોય વળગી રહે — મને એ તો પસંદ જ નહિ. હું તો એવા પુરુષને મારા પગનું પગરખું લેખું — પગરખું — મને એ ન પોસાય — એ તો તું એવી હરખપદૂડી છે તે દોડી જાય! મારે જાય ભૂખરાત — તારા દીનાનાથ પાસે!'

'હવે મારો દીનાનાથ શાનો કહે છે! હોય જેનો હોય તેનો,' મેનાને પણ મધુરિકાએ પુરુષ પ્રત્યેની ઘૃણામાં થોડો સૂર પુરાવતી કરી.

મધુરિકા વધુ ઘૃણાથી બોલી: 'એ! આમ જો! આ મારા ડાબા પગનું ખાસડું જોયું? — ચંપલ — એ બરાબર પુરુષ. હા, આપણું માન રાખે તો પુરુષ, નહિતર આપણે શું? એ એને માર્ગે. આપણે આપણે માર્ગે.'

'ઠીક થયું, તારે મુંબઈ સુધી સથવારો તો મળ્યો!' મેનાએ વાતને બદલીને બીજા રૂપમાં કહ્યું.

'કોનો?'

'એનો — દીનાનાથનો.'

'સથવારાનો તારે ગામડિયણને ખપ — મારે શું? મેં કાંઇ મુંબઇ જોયું નથી? મારે તો કાંઈ એના સથવારાની પડી નથી.'

એટલામાં પોતાના પરિચિત કોઈ જુવાનને તેડીને શશિકાન્ત દાખલ થયા. એનું ઘર કુળ ાન મળ્યાનું ને પાસે

પેસો પણ ઠીક હતો. મેનાએ એ વાતને ઉત્તેજન આપ્યું ન હતું, પણ એ તો ધીમે ધીમે પરિચય થશે એમ ધારી શશિકાન્ત આજે એને પોતાની સાથે લાવ્યા હતા.

એના આવ્યા પછી મધુરિકા સમજી ગઇ હોય તેમ સરી ગઇ.

બીજે દિવસે તપાસ કરી ત્યારે ખબર પડી કે મધુરિકા તો મુંબઈ જવા રવાના થઈ ગઈ છે.

મધુરિકા જે ડબ્બામાં બેઠી હતી તેની પાસેના ખાનામાં દીનાનાથ હતો.

મધુરિકાએ બહાર ડોકું કાઢ્યું ને દીનાનાથને દીઠો. દીનાનાથે એને દીઠી. એણે એને બોલાવી : 'ઓહો ! તમે છો ? મને તો ખબર નહિ, નહિતર ત્યાં બેસત !'

'હજી પણ આવી શકો છો.'

'શું કરે છે શશિકાન્ત — મેના — સૌ ? મેં બોલાવ્યાં પણ કોઇ ફરક્યું જ નહિ !'

'એમને તો એક ભારે ચિંતા થઇ છે નાં?'

'શી ?'

'આ જમાનામાં હવે સૌ શરીરની પરીક્ષા કરતા થઈ ગયા. કોને ખબર છે, કયા રોગ વંશવારસામાં નથી આવતા? એટલે મેનાના દાદાની રગતપીતની વાત ખરી નાં? સૌ અચકાય તો ખરું. પણ તમે તો નાહક વહેમાયા — જોકે એક રીતે Scientific — વૈજ્ઞાનિક — તો છે જ — '

અને મધુરિકાએ બનારસી પાન મોંમાં મૂકી પોતાના હોઠને આકર્ષક કરી મૂક્યા અને તે વિચાર કરતી બેસી

રહી. છગનલાલને પ્રેરીને તેણે કાગળ લખાવ્યો હતો તે એક વાત. બીજી વાત સગરામ મારફત થઈ. ત્રીજી આજે પોતે કરી હતી. એટલે હવે દીનાનાથની મેના તરફની રહીસહી વૃત્તિ પણ ચાલી જશે એ વિષે એ મનમાં વિચાર કરી રહી. પોતે નવી રીતે અભિસાર કરીને પણ પોતાનો પ્રીતમ મેળવવા પ્રયત્ન કરી રહી હતી. થોડીવાર પછી દીનાનાથ તે બેઠી હતી ત્યાં આવ્યો ત્યારે તે અંતરમાં હસી રહી.

મધુરિકાએ કહ્યું : 'હવે તો મુંબઈ જ રહેવાના કે !'

દીનાનાથ તેની સામે જોઈ રહ્યો.

દીનાનાથ : 'હા — હમણાં તો એમ જ — '

સેકન્ડ કલાસમાં એક પેસેન્જર હતો તે પણ સ્ટેશન આવતાં ઊતરી ગયો એટલે બન્ને એકલાં થઇ ગયાં. મધુરિકાનું દિલ આનંદથી કૂદી ઊઠયું.

મધુરિકા બોલી : 'સારું છે, આપણા બેમાંથી કોઈ લેખક નથી—'

'કેમ નહિતર ?'

'આની તો વાર્તા જોડી કાઢે.'

'શી ?'

'શી એ તો મને શી ખબર પડે ? જોડે જેવી ઠીક પડે તેવી. કહેશે, પ્રેમમાં પડયાં ——ને એવી એવી —'

દીનાનાથ તેની સામે જોઇ રહ્યો.

દીનાનાથે કહ્યું : 'અને પછી ? નાસી ગયાં એમ ?'

'ના રે! નાસે શું કામ? પછી મુંબઈ જઇને અવારનવાર મળતાં થયાં.'

'ઓત્ તારીની ! — આ તો તમે મને જાણે કહી રહ્યાં છો — '

'એ તો તમારી દૃષ્ટિ એવી છે એટલે. હું તો તમને કાંઈ કહેતી નથી. તમે માનો છો કે હું કહી રહી છું.' અને તે મીઠું હસી પડી.

દીનાનાથ તેની સામે જોઈ રહ્યો. મધુરિકા વધારે ને વધારે ખીલતી ગઈ. મુંબઈ આવતા સુધીમાં તેમણે કોણ જાણે કેટલી વખત એકબીજાને વધારે ને વધારે આગ્રહ કરીને નાસ્તાપાણી કરાવ્યાં. અને ત્યાર પછી દીનાનાથના મુંબઈના લાંબા નિવાસે તો મધુરિકા સાથે તેનો ગાઢ પરિચય પણ થઈ ગયો હતો.

જ્યારે તેણે મેનાને મુંબઈથી કંકોત્રી મોકલી, ત્યારે મેનાએ ત્રણ લીટીમાં જવાબ મોકલ્યો :

'મેં તમને જે સ્થાન આપ્યું હતું તે ત્યાં જ રહ્યું છે — તમારે ત્યાં મારું સ્થાન હો કે ન હો ! મારે એ અગત્યનું પણ નથી.'

૪

એ વાતને થોડાં વરસ વીતી ગયાં છે. ને જીવનના પ્રવાહમાં સૌ એકબીજાને ભૂલી પણ ગયાં છે.

એક વખત રાતના લગભગ દસ વાગ્યાને સુમારે ડૉ. દીનાનાથ પોતાના ખંડમાં બેઠા હતા ત્યાં એક સાધારણ સ્થિતિના કારકુન જેવા માણસે પ્રવેશ કર્યો.

'સાહેબ ! મારે ઘેર સખ્ત મંદવાડ છે ને આપ આવો તો હું ફી આપીશ.'

'ફી આપીશ,' એમ કહ્યા પછી કોઈ પણ જાતની દીનતા કરવાનું કારણ નહિ છતાં તે માણસે ફરી પણ દીનતા બતાવી. દીનાનાથ કપડાં પહેરી તેની સાથે જવા તૈયાર થયો: 'ટપ્પો લાવ્યા છો?'

'જી હા, બહાર છે.'

'મધુરિકા!' દવાખાના સાથે જ પાછલા ભાગમાં ઘર હતું તેમાંથી એક સુંદર યુવતીએ બારીમાંથી ડોકું બહાર કાઢ્યું. 'હમણાં આવું છું. એક કેઇસ છે જરા —'

પેલા માણસને જોઈને મધુરિકા જરા ચોંકી. તેણે એકદમ પોતાનું મોં ફેરવી નાંખ્યું. પેલો માણસ આશ્ચર્યથી જરાક થંભી ગયો હોય તેમ લાગ્યું.

દીનાનાથ જ્યારે પેલા માણસ સાથે ટપ્પામાં બેઠો ત્યારે તેને એની સામે જોવાનો પ્રસંગ મળ્યો.

'મેં તમને ક્યાંક જોયા છે એમ લાગે છે — તમારું નામ?'

'મારું નામ હરિશ્ચંદ્ર, સાહેબ! આપણે કોઇ વખત ક્યાંક મળ્યા હઇશું.'

ત્યાર પછી રસ્તે કાંઈ વાત થઈ નહિ. ટપ્પો ઊભો રહ્યો. મકાન ત્રણ માળનું હતું. પણ દીનનાથને ટપ્પામાંથી ઊતરીને મકાનના ભોંયતળિયે જવાનું હતું.

બે ખંડ હતા. બન્ને ખંડમાં અજવાળું પડે તેમ એક ફાનસ બળી રહ્યું હતું. આગલા ખંડમાં ભોંયપથારી ઉપર એક બાઇ પડી હતી. દીનાનાથ એને જોઇને સ્તબ્ધ જ થઈ ગયો. એની સામે મેનાનું પ્રેત હોય તેવી કૃશ શરીરની માંદલી મેના એણે જોઇ. અહીં આવવા માટે

અત્યારે મનમાં પશ્ચાત્તાપ પણ થયો. તે પોતાના ઉપર ગુસ્સે પણ થયો. એને આ દૃશ્ય જોવાની ઇચ્છા ન હતી. પણ હવે બીજો કાંઈ ઉપાય ન હતો.

' સાહેબ ! માફ કરજો,' હરિશ્ચંદ્ર બોલ્યોઃ ' પણ આણે બહુ જ હઠ પકડી હતી કે ના, મારી દવા તો આંહીથી જે ડૉક્ટર હમેશાં નીકળે છે તે ડૉક્ટર કરશે તો જ મને ફેર પડશે. એટલે જ મેં આપને અત્યારે તસ્દી આપી છે !'

દીનાનાથે ' ઓહ ! ' કહીને કાંઈ જાણતો ન હોય તેમ નાડી જોવા મેનાનો હાથ હાથમાં લીધો.

' તમને શું થાય છે ?'

' મને ખાસ તો કાંઈ નથી. '

દીનાનાથને પણ લાગ્યું કે આ નિર્બળ મનનો રોગ છે. તે પોતાની પેન કાઢી કાગળમાં લખવા માંડયો.

એટલામાં રસોડામાં કાંઇક ખખડાટ થવાથી હરિશ્ચંદ્ર ત્યાં દોડયો ગયો. તે ગયો કે તરત જ મેનાએ ધીમેથી કહ્યું : ' દીનાનાથ ! ઓળખો છો ? મેં તમને આટલા માટે ઓલાવ્યા હતા.' તેણે પોતાની પથારી નીચેથી પત્રોનું એક બંડલ કાઢીને તેની સામે ધર્યું.

દીનાનાથ તેની સામે જોઈ રહ્યો.

' હું થોડા વખતમાં હોઉં કે ન હોઉં પણ પછી આ તમારા પત્રો બીજાને હાથ આવે તે પહેલાં મારે તમને સોંપી દેવા હતા. એમનો નાશ કરવાનું બળ તો મારામાં કોઈ દિવસ આવી શક્યું નહિ. અને મારા દાદાને રક્તપિત્ત હતો જ નહિ એટલું પણ તમને જણાવી

છું — પણ — '

હરિશ્ચંદ્રને આવતો દેખીને મેના શાંત થઇ ગઈ. દીનાનાથે ઝડપથી તે બંડલ લઈ લીધું. તેણે પોતાના તેને બજવામાં સેરવી દીધું. ત્યાર પછી થોડી વારે કાંઈ કામકાજ હોય તો કહેવરાવવાની સૂચના આપીને અને તાત્કાલિક જરૂર પડે તો શરમાતા નહિ એવું કહીને દીનાનાથે રજા લીધી. પણ મેનાના શબ્દોએ–ખાસ કરીને રોગ વિષેના શબ્દોએ–તેને આશ્ચાર્યચકિત કરી દીધો હતો.

ઘેર જઈને તે સૂતો તો ખરો, પણ આજે એનું મન વિચાર ઉપર ચડી ગયું હતું. તેને ખિસ્સામાંના કાગળો કાઢીને એક પછી એક વાંચવાનું મન થઈ આવ્યું. આજની મેનાની સ્થિતિ ને વાણીએ તેને જુદો જ માણસ બનાવી દીધો. તેને લાગ્યું કે પોતે વૈજ્ઞાનિક રીતે ક્રૂર થઈ શક્યો છે. મેનાની માંદગીનું કારણ એ વચનભંગ પણ હોઈ શકે. અને તે જ વખતે તેને લાગ્યું કે માનવતાની ખરી કસોટી તમે કેટલી ચેતવણી રાખો છો તેમાં નહિ પણ તમે કેટલી ભૂલો જાણી જોઈને શ્રદ્ધાથી કર્યે જાઓ છે, તેમાં છે. જે માણસ જાણી જોઈને ભૂલ કરતો નથી, તેને કોઈ દિવસ ખરો આનંદ પણ મળતો નથી. આજે એને પ્રશ્ન થયો કે પોતે મેના સાથે સંસાર માંડીને કદાચ વધારે સુખી થઈ શક્યો ન હોત ?

એને મધુરિકાની અતિ ચપળતામાં ક્યારેક માતૃત્વની ખામી ને કૃત્રિમતા લાગ્યા કરતાં. અને આજે તો મેના, એના અવાજથી જ એને જુદી લાગી હતી.

તેણે ઊઠીને પોતાના ખંડનો દીવો કર્યો ને પોતાના

ખિસ્સામાંથી બંડલ કાઢીને એક પછી એક કાગળ વાંચવા લાગ્યો.

જેમ જેમ એ પોતાના કાગળો વાંચતો ગયો તેમ તેમ એનો ભૂતકાળ ખડો થતો ગયો. મેનાની સાદી સરલતા વધારે ને વધારે સજીવન બની ગઈ. આજે પણ એ બોલી ન હતી—અને છતાં એણે કેટલું કહી નાખ્યું ? રક્તપિત્તના રોગની વાત વિષે પહેલું કોણે કહ્યું હતું તે દીનાનાથને યાદ આવ્યું. મધુરિકાએ તે વખતે શી રીતે યોજના કરી હશે એની પણ કાંઈક ઝાંખી એને થઈ ગઈ. સંગ્રામ—છબનલાલ—છગનલાલની પત્ની—ને મધુરિકા—સઘળાં જાણે યોજનામાં એને સામેલ લાગ્યાં. તેણે પોતાની જાતને છેતરાતી જોઈ. તેને મનમાં પશ્ચાત્તાપ થયો. તે એમ ને એમ ઘણી વાર સુધી બેઠો રહ્યો. ભૂતકાળની કેટલીએ અર્થહીન વાતો સજીવન બની ગઈ હતી.

પણ તેની હરેક પ્રવૃત્તિ પર બે આંખો ચોરની જેમ એનાથી અજાણ રહીને ફરી રહી હતી એનું એને ધ્યાન ન હતું.

સવારે જ્યારે ચા-ટેબલ ઉપર ડૉક્ટર આવ્યા ત્યારે તેમને મધુરિકાને જોતાં અચાનક સાંભર્યું. એમના બધા કાગળ હજી ખિસ્સામાં જ, શયનખંડની ખીંતી ઉપર લટકતા કોટમાં, પડ્યા હતા. નિયમ પ્રમાણે મધુરિકા સઘળાં ખિસ્સાં તપાસી એ કોટ ધોબીને હમણાં ધોવા આપી દેશે ત્યારે એ કાગળ એના હાથમાં આવશે.

એ પોતાનો કોટ પહેરવા માટે ઊભા થયા. એટલામાં ચા આવી ને મધુરિકાએ કીટલી ઉપાડી ચા રેડવા માંડી :

'લ્યો, હવે ભેગા ભેગા ચા પીને જ જાવને !'

શંકા પડવા નથી દેવી એવો મન નિશ્ચય કરે છે ત્યારે જે વધારે પડતી ઉપેક્ષા દેખાડવા માણસ પ્રયત્ન કરે છે તેવા પ્રયત્નથી ડૉક્ટર ઊભા થયા હતા તે બેસી ગયા.

'સારું, ત્યારે એમ — લ્યો. તમારા હાથની ચા ક્યાંથી ?'

મધુરિકા તેની સામે હસીને જોઈ રહી: 'કેમ આજ કાંઈ બહુ રંગમાં છો ? મારા હાથની ચા તો તમને હમેશ મળે છે !'

થોડીવાર પછી તે કોટ પહેરવા ગયા. પણ ત્યાં સ્તબ્ધ થઈ ને ઊભા જ રહી ગયા ! જૂના કોટને બદલે ત્યાં નવો કોટ ટિંગાતો હતો !— અને સઘળું નિયમ પ્રમાણે જેમ મધુરિકા હમેશાં સવારમાં ગોઠવીને મૂકતી તે પ્રમાણે ગોઠવેલું હતું. પેલું કાગળનું બંડલ કાં તો મધુરિકાના હાથમાં આવ્યું, કે કાં તો ધોબીને ત્યાં ગયું. એ વ્યગ્ર થઈ ગયા.

હજી તો ડૉક્ટર એ શંકામાં ઊભા હતા ત્યાં મધુરિકા ઉતાવળે દોડતી આવી: 'અ રે રે ! હું પણ કેવી ભુલકણી છું ! અલ્યા રા મા !'

રામો 'જી !' કરતો બહારથી દોડતો આવ્યો.

''લ્યા. જા તો, ધોબીને ત્યાં દોડતો — ધોબી પણ સાળો આજે વહેલો મર્યો — કોટ મેં જૂનો ધોવા આપ્યો છે, આજની ધોલાઈમાં હો — તે કોટમાં રેશમી રૂમાલ રહી ગયો લાગે છે !'

દીનાનાથને સાંભર્યું કે પોતે છેવટે કાગળો રૂમાલમાં

વીંટીને રાત્રે મૂકી દીધા હતા. એ રૂમાલ કોટ ભેગો ગયો લાગે છે !

તેમને માટે આ સમાચાર સારા હતા. તેમણે વિચાર્યું કે પોતે જ ધોબીને ત્યાં તપાસ કરીને રૂમાલ લઈ લે એ જ વધારે સારું છે. તે બોલ્યા:

'શું કરવા ? રહેવા દે ને ! રૂમાલમાં નકામા કાગળ વખતે હોય તો — બીજું કાંઈ જરૂરી નથી. એ તો ધોવાઈને સાથે આવશે !'

'તો રહેવા દે, રામા !'

દીનાનાથને લાગ્યું કે ક્યારેક કૃત્રિમતા પણ જીવનમાં તીવ્ર વિસંવાદ અટકાવી દે છે.

મધુરિકાની સઘળી હિલચાલ એવી હંમેશાના જેવી જ હતી કે ડૉક્ટરને કાંઈ શંકા જ પડી નહિ પણ ત્યારપછી દીનાનાથ થોડીવારે બહાર ગયો, એટલે મધુરિકા પોતાના ખંડનું બારણું બંધ કરી દીનાનાથના પ્રેમપત્રો એક પછી એક વાંચવા લાગી.

## ૫

વરસાદ જેમ વરસતો ન હોય પણ વરસવાની તૈયારી કરી બેઠો હોય એવો દેખાવ ડૉ. દીનાનાથનો તે સાંજે હતો. તેમણે જાતે ધોબીને ત્યાં તપાસ કરી હતી — પણ કોટ તો ભઠ્ઠીમાં પડી ચૂક્યો હતો. અત્યારે એ વિષે જ તેમને બોલવું હતું ને બોલવું ન હતું.

એમને આશ્વાસન એટલું હતું કે મધુરિકાને હાથે કદાચ એ પત્રો પડ્યા ન હોય — ને ધોવાઈ પણ ગયા હોય.

અને છતાં કદાચ પડયા પણ હોય—એમ એમને ઊંડી ઊંડી શંકા પણ થતી હતી. મધુરિકાના વર્તનમાંથી આનો કાંઈ જ પત્તો લાગતો ન હતો, એટલે એ વધારે ઊંચાનીચા થઈ રહ્યા હતા. અને તે જ વખતે મેનાની કુટુંબકથા વિષે પણ મધુરિકાએ જે અગ્રભાગ ભજવેલો હતો એ વાત એમને યાદ આવતાં એની હોંશિયારીભરેલી રીતભાતથી એ વ્યગ્ર પણ થતા હતા. છતાં એ બનતાં સુધી આ વિષે હવે કાંઈ પણ કહેવા માગતા ન હતા.

પોતાને આ ચાલાક સ્ત્રી બનાવી ગઈ એટલું જ એમના મનમાં લાગતું હતું.

એટલામાં મધુરિકાએ પ્રવેશ કર્યો: 'કેમ મળ્યો પછી કાંઈ પત્તો ?'

'ના, ના, એવું કાંઈ ઉપયોગી હતું નહિ. કોટ તો ભઠ્ઠીમાં ગયેલો.'

'એ છે જ એવો ઉતાવળિયો —'

પણ એટલામાં જ હરિશ્ચંદ્રે પ્રવેશ કર્યો. મધુરિકા ત્વરાથી અંદરના ખંડમાં જતી રહી. ડૉક્ટર એ જોઈ રહ્યા. આજે એમને એ વાતમાં કાંઈક રહસ્ય લાગ્યું.

'સાહેબ ! પાછાં આપને યાદ કરે છે — આપને તસ્દી તો પડે છે પણ, સાહેબ ! ગરીબનું કામ છે.' હરિશ્ચંદ્રે કહ્યું.

'કાંઈ વાંધો નહિ. મધુરિકા !' ડૉક્ટર બોલ્યા.

'હાં,' અંદરથી જ મધુરિકાએ જવાબ આપ્યો.

'હું જરા જઈ આવું.'

બહાર નીકળીને ટપ્પામાં બેસતાં જ હરિશ્ચંદ્ર ઓશિ-

પાણો થતો હોય તેમ બોલ્યો : 'સાહેબ! માફ કરજો હો —આપને ખોટું લાગે તેવું છે. પણ એ તો સાહેબ! અમારી મૂર્ખાઈભરેલી જુવાનીની વાતો હતી. આપ તો ઉદાર દિલના છો. પણ વખતે મધુરિકાબહેનને લાગી આવે —'

દીનાનાથ કાંઈ સમજ્યો નહિ. પેલા કાગળોની આ વાત હોય એ તો એને અશક્ય લાગ્યું. મેનાએ તો તેને કાગળો છાની રીતે આપ્યા હતા. એટલે — હરિશ્ચંદ્ર પાસે એ વાત પ્રગટ કરી નાખી હોય એ તેને સંભવિત લાગ્યું નહિ. એટલે પોતે જાણતો હોય તેવો ડોળ કરવામાં ને અનિશ્ચિત જવાબ આપવામાં જ તેણે સાર જોયો. શા વિષે વાત છે એ જાણ્યા વિના ઉતાવળે કાંઈ પણ નહિ કહેવાનો નિશ્ચય કરી લીધો.

'હોય, ચાલો હવે, એનું કાંઈ નહિ !'

'તમને એમ લાગતું હશે, સાહેબ ! કે આ ભાઈએ આવું શું જોઈને લખ્યું હશે !'

દીનાનાથને વાતમાં કાંઈક નવું જ ઊંડાણ દેખાયું.

'એ તો ચાલે હવે !—' એણે અનિશ્ચયાત્મક જવાબ આપવાની રીતને વળગી રહેવામાં સહીસલામતી જોઈ.

'તમને તો ખબર હશે,' હરિશ્ચંદ્રે કહ્યું.

'હોય, હવે !'

'એવું છે, સાહેબ ! કે તે વખતે તો મારી સ્થિતિ ઘણી સારી. મારા બાપ પાસે સારી આસામી. મધુરિકા-બહેન અમારી સાથે જ ભણે ને એમને મોટરનો બહુ જ શોખ. સાહેબ ! હું તો તમારી પાસે માફી માગું છું હો.

—કાગળની ભૂલ થઈ ગઈ એટલે જ આ વાત તમને કહી રહ્યો છું !'

દીનાનાથને પહેલાં તો ખબર પડી નહિ કે આ શાની વાત કરવા માગે છે પણ પછી લાગ્યું કે મધુરિકા એમ કહે છે માટે કાંઈક બીજી વાત હોવી જોઈએ. તેણે કાંઈ પણ ચોક્કસ જવાબ ન આપવામાં સલામતી જોઈ.

'કહો કહો—તમતારે—હવે એવું કાંઈ આ જમાનામાં કોઈ ગાંઠે બાંધે છે !'

'હાં, તો બસ, સાહેબ. એ મારી સાથે રોજ ફરવા આવે—મધુરિકાબહેન—એમાં મેં કેટલાય કાગળ લખેલા ને એમણે પણ લખેલા. ત્યાર પછી તો અમારી આસામી તૂટી એટલે તરત એમણે મૈત્રી તોડી નાખી. પણ હું દિલનો રહ્યો ચોખ્ખો. પરણીને તરત આ મારા ઘરમાં છે તેને મધુરિકાબહેનના આવેલા તમામ કાગળનો થોકડો આપી દીધો અને માફી માગીને કહ્યું કે 'મેં જીવનમાં આટલી ભૂલ કરી છે.' પણ એણે ભારે કરી ! મંદવાડને લીધે ધ્યાન નહિ રહ્યું હોય. એ કાગળો એણે સાચવી રાખેલા તે આજ તમને સોંપી દીધા !'

ઓત્તારીનાં ! દીનાનાથ તો આભો જ બની ગયો. જે કાગળ પોતાને મળ્યા તે તો પોતે મેનાને લખેલા તે જ મળ્યા હતા. એણે વાંચીને ખાતરી કરી હતી. જ્યારે અહીં તો વળી આ નવીન જ વાત નીકળી. આ હરિશ્ચંદ્ર સાથે, કોઈક વખત મધુરિકાએ પ્રેમનો પત્રવ્યવહાર કરેલો, તેની એ વાત કરી રહ્યો હતો.

દીનાનાથને હવે સમજણ પડીઃ મધુરિકા આજે

હરિશ્ચંદ્રને જોઈને કેમ ક્ષોભ પામી હતી. પણ તેના મનમાં કાગળનો ગોટો થયો.

તે મનમાં ને મનમાં વિચાર કરી રહ્યો.

તેણે મનમાં ને મનમાં મધુરિકાની બધી હિલચાલ—વાક્યો—વર્તન—ખડાં કર્યાં, એને હવે ખાતરી થઈ ગઈ કે જે કાગળો મેનાએ તેને આપ્યા હતા—મેનાને પોતે લખેલા કાગળો—તે તો ચોકકસ હવે મધુ-રિકા પાસે જ હોવા જોઈએ. ધોબીને ત્યાં એ ગયા જ નથી. હરિશ્ચંદ્ર તો ગેરસમજથી કાંઈની કાંઈ વાત કરી રહ્યો હતો.

પણ હરિશ્ચંદ્ર જે કાગળોની વાત કરે છે—હરિ-શ્ચંદ્ર ઉપરના મધુરિકાના પ્રેમપત્રો એ—ક્યાં ગયા?

તેને ગોટો વધતો લાગ્યો. અને એ કાગળો મેળવ-વાની એની તલાવેલી પણ વધી.

પહેલે દિવસે હરિશ્ચંદ્ર આવ્યો ત્યારે બન્નેને કેમ આશ્ચર્ય થયું હતું એનો ખુલાસો મળી ગયો, પણ કાગળ-વાળી વાતનો પત્તો મળ્યો નહિ. એટલે કાંઈક નવું જાણવાનું મળશે એમ ધારીને હરિશ્ચંદ્રને એ વધુ ઉત્તેજી રહ્યો.

'મેનાને કાંઈ વાંધો નથી, માનસિક રોગ છે એટલે ધીમે ધીમે મટી જશે. શું છે? તમને શું લાગે છે?'

હરિશ્ચંદ્ર બોલ્યો: "એણે કોઈ દિવસ પોતાના માનસિક દુઃખ વિષે કાંઈ કહ્યું નથી; માત્ર આ આટલી કાગળની વાત વળી આજે એણે કરી નાખી.'

'શી વાત કરી?'

'એણે મને કહ્યું કે "પારકા કાગળનું શું કામ છે'

એમ ધારીને મધુરિકાબહેને તમારા ઉપર લખેલા જે કાગળ, તમે મને સોંપ્યા હતા તે, મેં ડૉ. દીનાનાથને આપી દીધા છે. પણ તપાસ કરો, વખતે એથી બન્ને વચ્ચે ખટરાગ તો નથી થયો નાં? એ માટે તો મેં તમારી માફી માગી લીધી.'

દીનાનાથ શાંત રહ્યો — તે સમજી ગયો કે અત્યારે મેનાએ આ કાગળની વાત કરવા માટે જ તેને તેડાવ્યો લાગે છે. મકાન આવ્યું ત્યારે એ મનમાં કાંઈક ગોઠવી રહ્યો હતો.

મેનાનું શરીર તપાસ્યું. દવા લખી. પછી અચાનક સાંભર્યું હોય તેમ એ બોલ્યો: 'તમારે કોઈ નોકર છે કે?'

'નોકર? ના, સાહેબ! કેમ?'

'એક ચીજ — હું નામ લખી આપું — આપણે સ્ટોરથી લાવો તો સારું; હું આંહીં બનાવીને આપતો જાઉં. નહિતર પછી હું કાલે આવીશ —'

'પણ સાહેબ! આજે ફાયદો થતો હોય તો હું જ લાવું — ઘર ક્યાં દૂર છે?'

'હા — તો તો ભલે.'

થોડીવાર પછી હરિશ્ચંદ્ર એ ચીજ લેવા માટે ચિઠ્ઠી લઈને ગયો.

દીનાનાથે હવે વાતનો તાગ મેળવવા મેનાને કહ્યું: 'મેના! કેટલીક વખત અમુક ભૂલો થાય છે તે ભૂલી જવી જોઈએ એ પણ જીવનનો અગત્યનો ક્રમ નથી?'

મેનાને લાગ્યું કે પોતે કાગળ આપ્યા તેના વિષેની આ વાત છે. તે બોલી:

'પણ વાત તો આમ થઈ ગઈ: મારા ઉપરના તમારા

કાગળનું બંડલ હું આ બાજુ — ને એમણે જે મને વિશ્વાસથી સોંપ્યા હતા — મધુરિકાબહેને તેમના ઉપર લખેલા પ્રેમપત્રો — તે આ બાજુ — એમ હમેશાં રાખતી. ક્યારે એ વ્યવસ્થા મેં ફેરવી તે યાદ નથી. મારું મગજ નબળું થઈ ગયું છે એટલે એ કેમ થયું તે પણ યાદ નથી. પણ ગમે તેમ મધુરિકાબહેનવાળા કાગળ તમને અજાણતાં અપાઈ ગયા હોય એમ મને લાગે છે. મને લાગ્યું કે તમે મને કેવી દુષ્ટ ધારશો! એટલે મેં તમારી માફી માગવા માટે જ આજે તમને બોલાવ્યા હતા. મધુરિકાબહેનની આવી વાત પ્રકટ કરી તમારા સંસારમાં ક્લેશ ઉત્પન્ન કરવાનો મારો લેશ પણ ઇરાદો ન હતો — એક ધ્યાનબહારી ભૂલ —'

'પણ મારાવાળા તમારા ઉપરના કાગળો — એનું શું થયું? એ ક્યાં છે'

'એ તો પછી મેં એમને આપી દીધા.'

'કોને? હરિશ્ચંદ્રને?'

'હાસ્તો, કારણ કે એમણે મારા ઉપર પરણીને તુરત વિશ્વાસ મૂક્યો હતો. એટલે પછી મેં તમારાવાળા કાગળો મારી સ્થિતિની ચોખવટ કરીને એમને આપ્યા હતા. એ બંડલ આજે હવે, એમણે કહ્યું હતું કે ઉઘાડ્યા વિના જ સોંપી દઈશ — સીલબંધ કવર તમને હજી નથી આપ્યું કે શું?'

'ના'

'તો હવે આપી દેશે. કદાચ હું ન જાણું તેમ આપી દેશે — એ એમનો સ્વભાવ છે.'

દીનાનાથ સમજી ગયો કે ખરી રીતે કાગળોનો ગોટાળો

થયો નથી. પણ પોતાના મગજની નબળાઈને લીધે મેના એ ગોટાળો થયો છે એમ ભૂલથી માની રહી છે. એટલે હરિશ્ચંદ્ર પાસેથી હવે જે કાગળો એને મળશે એ મધુરિકાએ હરિશ્ચંદ્ર ઉપર લખેલા પ્રેમપત્રો હશે!

હરિશ્ચંદ્રના આવવાની તે અધીરતાથી રાહ જોઈ રહ્યો.

એટલામાં હરિશ્ચંદ્ર પાછો આવ્યો. તેના મોં ઉપર કાંઈક ખેદ હતો.

ડૉક્ટર ફળી ગયા. મધુરિકાએ તેને એકએ વાતો કદાચ સંભળાવી દીધી હશે.

જ્યારે ડૉક્ટરે રજા લીધી ત્યારે હરિશ્ચંદ્ર તેની સાથે ગયો. તેણે કાગળનું બંડલ ડૉક્ટરના હાથમાં મૂક્યું. દીનાનાથે કાંઈ પણ બોલ્યા વિના જ એ લઈને પોતાના ખિસ્સામાં મૂકી દીધું ને ધીમેથી કહ્યું: 'હું જાણું છું!'

હરિશ્ચંદ્ર પાછો ગયો. એના મનથી તો એ દીનાનાથના મેના ઉપરના પ્રેમપત્રો, એને પાછા આપી રહ્યો હતો; જ્યારે ખરી રીતે એના ઉપર મધુરિકાએ લખેલા પોતાના કાગળો જ એ આપી રહ્યો હતો.

૬

બીજે દિવસે સવારે મધુરિકાએ ડૉક્ટરને કહ્યું: 'તમે પેલા હરિશ્ચંદ્રને આંહીં કેમ મોકલ્યો હતો?'

'હાં — હાં — એ તો દવા લેવા આવ્યો હતો. કેમ?'

'દવા લેવા?' મધુરિકાએ તીક્ષ્ણતાથી પૂછ્યું: 'એ તો બીજી બળતી જ વાત કરી ગયો.'

'કે—?'

'કે શું?—તમને મેનાનું ઘેલું લાગ્યું છે એ મારી જાણબહાર નથી હો,' મધુરિકાએ અચાનક જ કહ્યું.

'પણ શું છે, વાત તો કરો!'

'આ—' કહીને એક મોટા અવાજ સાથે મધુરિકાએ કાગળનો થોકડો ટેબલ ઉપર ફેંક્યો. 'તમારી પ્રિયાને કાગળો લખ્યા છે તે તો વાંચો—શું વિશેષણો વાપર્યાં છે!'

દીનાનાથની ઇચ્છા વાતને ઉખેળવાની ન હતી. એ બને તેટલી સ્વસ્થતાથી જે જીવન ગાળી રહ્યો હતો તેને જરા સુધારીને વળગી રહેવા માગતો હતો. પણ મધુરિકાએ પહેલો ઘા કર્યો, એટલે એણે કાંઈક જવાબ તો આપવો જ રહ્યો.

જરા પણ ગુસ્સો ન કરતાં પોતાના ખિસ્સામાંથી એણે ધીમેથી કાગળનો થોકડો કાઢ્યો: 'અને આ કાગળોમાં પણ પ્રિયતમને શું વિશેષણો અપાયાં છે? જુઓ તો ખરાં!'

મધુરિકા એકદમ ખસિયાણી પડી ગઈ.

દીનાનાથ બોલ્યો: 'ખરી રીતે તો આજે જ આપણે એકબીજાને સમજીને માનવ બનીએ છીએ, એ તમને ખબર છે? આપણે પરસ્પરની પ્રીતિ પણ આજે જ મેળવી કહેવાય! એ ગરીબ દંપતીએ તો આ વાતની ચોખવટ કરીને પોતાનો સંસાર ક્યારનો વિશ્વાસમય બનાવી દીધો હતો. તમને એમ નથી લાગતું કે પ્રેમમાં આપણે જે વિશ્વાસ માગી રહ્યાં છીએ એ જ બતાવે છે કે આપણે ભૂલોને સમજી જવા માટે ભૂલો તપાસી જવી જોઈએ!'

'તમે પણ જબરા છો હો!'

'ને તમે ક્યાં ઓછાં છો? તમે મને મેનાના હાથ-

માંથી ઝડપી લેવા કાંઈ ઓછી જુક્તિ કરી છે? પણ હવે આજે તમે કહો તો એ બન્નેને ચા ઉપર આમંત્રણ આપીએ. આપણે જૂની વાતો ને છળકપટો સંભારીને અરસપરસની પ્રીતિને વજ્રલેપ કરીશું. કદાચ આજે જ આપણે જીવનસંસાર સમજી શકીશું.'

# દેવદાસી

ઘણા કવિજનોને એમ કહેતા સાંભળ્યા છે કે પરંપરાનો ઉકરડો પડ્યો હોય પણ એમાંથી કોઈ કવિ કાંઈ મેળવતો નથી; કવિ તો સ્વતંત્ર સર્જનશક્તિ ધરાવે છે. એ વાત છેક ખોટી તો નહિ હોય, છતાં 'દીપ ઇવ પ્રદીપાત્' 'પ્રગટે હંમેશાં દીપથી જ દીવો' — એ કાલિદાસનું વાક્ય મારાથી ભુલાતું નથી. એક પરંપરામાંથી બીજી પરંપરા જન્મવાનો એવો એક પ્રસંગ મારી યાદીમાં છે તે આંહીં ટપકાવું છું.

હાસન ગામ દિવસે ભલે ભૂખડીબારશ જેવું લાગે. પણ દક્ષિણનાં ઘણાં ગામોની પેઠે એ પણ હરિયાળાં નાળિયેરીનાં વૃક્ષોથી છવાયેલું, નાનું, સુંદર, લાંબું, પાઘડી પટનું ગામ છે. ગામમાં બે વિશાળ કુંડ છે. કુંડ ઉપર જમણી બાજુએ એક કોરીહાઉસ પણ છે. બે કુંડની વચ્ચે રમણીય રસ્તો છે. અને બન્ને કુંડોને ચકરાવો લેતો, ને નાળિયેરીનાં વૃક્ષોમાં સંતાકૂકડી લેતો, એક લાંબો ફરવાનો માર્ગ પણ છે. એટલે દિવસે હાસન ભલે ભૂખડીબારશ જેવું લાગે પણ રાત્રે — અને ખાસ કરીને ચાંદની રાત્રે ફરવા નીકળો તો — એની મોહિની અજબ પ્રકારની જણાય.

વિશાળ મેદાન ઉપર ચાંદની ઢળકતી હોય, અથવા તો નાળિયેરીનાં વૃક્ષોમાંથી ચળાઈને રસ્તા ઉપર વરસતી હોય, તેજછાયાની ફૂલગૂંથણીથી ભરેલો રસ્તો ગાલીચા જેવો બની ગયો હોય, એ વખતે હાસનમાં ફરવા નીકળનારને લાગે કે જીવનની ખરી મજા જ રાત્રિમાં છે. અને એમાં પણ જો શરણાઈ વાગી રહી હોય, હાસનની શરણાઈ,— તો તો ખલાસ — કોઈનો ભાર નથી કે એને ખાલી એકલા રસ્તાની પણ મોહિની ન લાગે ! ભલેને રસ્તા ઉપર માણસનું નામનિશાન ન હોય — પણ એ શરણાઈના સ્વર કોઈ તજી જ ન શકે ને ! એક તો ચાંદની રાત, જળ-ભરેલા સુંદર કુંડ, નાળિયેરીનાં મનોહર વન, સુંદર સપાટ રસ્તો, અને એમાં શરણાઈનો મિઠ્ઠો સરોદ !

હાસનનું તે વખતનું રૂપ જ ફરી જાય છે. તે વખતે તો એનાં ખંડિયેર પણ જાગી જાય છે. એમાં રખડતી ખંડિત મૂર્તિઓ પણ સજીવ લાગે છે. હાસનમાં ગાળેલી એવી એક રાત્રિ આજ પણ મને સાંભરે છે.

કોફીહાઉસ પાસેથી હું નીકળ્યો ત્યારે કાંઈ મારી ઇચ્છા ન હતી — છતાં દૂરદૂરની શરણાઈથી આકર્ષાઈને હું લાંબે રસ્તે નાળિયેરીનાં વન ભણી ફરવા ચાલ્યો ગયો. આ ગામમાં હું તદ્દન અજાણ્યો હતો, એટલે મારો વિચાર જેમ બને તેમ જલદી ફરીને, પાછા ઉતારે વળી જવાનો હતો.

પણ ચાંદનીને લીધે જગ્યા સુંદર બની રહી હતી.

નાળિયેરીનાં વન વીંધી હું તેજછાયાની ગૂંથણી જોતો સરિયામ રસ્તા ઉપર ચાલી રહ્યો હતો. દક્ષિણની કાંઈક લાલ માટી ને લીલી વનસ્પતિ — એટલે લાલ સાડી ઉપર

લીલી કિનાર હોય તેવી પૃથ્વી શોભી રહી હતી.

એક જગ્યાએ વળાંક આવ્યો. ત્યાં એક ઉત્તુંગ 'કપૂર-ઝાડ' (યુકેલીપ્ટસ)ના વૃક્ષનો પડછાયો પડ્યો હતો. થોડાં નાળિયેરીનાં વૃક્ષો પોતાની ઘાટી છાયા પાથરીને જગ્યાને વધારે ઘેરી બનાવી રહ્યાં હતાં. છેટે કુંડનું પાણી ચળકતું હતું. દૂરથી કોઈની રસિક અંગુલિમાંથી સ્વચ્છંદે વેરાતા પિયાનાના સ્વરો આવી રહ્યા હતા. શરણાઈ ગજબની મીઠાશથી વાગી રહી હતી. અને અકારણ કોઈએ છેડેલી વાંસળી વન બાજુથી આવી રહી હતી.

મારો પગ ત્યાં અચાનક અટકી ગયો. મેં સહજ જ પાછળ જોયું. કોઈ આવતું દેખાયું નહિ.

વળાંક કુંડના રસ્તાને અડીને જતો હતો. પણ ત્યાં કોરેલી મૂર્તિ હોય તેવી એક બાઈ ઊભેલી નજરે ચડી.

તે બાઈ એક નાના સ્તંભને અઢેલીને એવી રીતે ઊભી હતી કે જાણે હમણાં કુંડમાંથી પાણી ભરીને ઉપર ચડી આવી હોય ને આંહીં થાક લેવા થોભી હોય. તેનો જલકુંભ પણ એની નમેલી કેડ ઉપર સ્થિર બેઠો હતો. તેનો શરીરભંગ એટલો મનોહર હતો કે એને જીવતી સ્ત્રીને બદલે ઘડેલી પ્રતિમા માનવી પડે.

તેણે મને જોયો હોય તેમ લાગ્યું. મેં તેને જોઈ. એટલી વારમાં હું એની છેક પાસે આવી ચડ્યો હતો. એક ઘડીભર અમારી દૃષ્ટિ મળી. હું આશ્ચર્યથી એને પૂછવા જાઉં છું કે 'બહેન! કેમ એકલાં ઊભાં છો?' તે પહેલાં પાસેના નાળિયેરીના વૃક્ષના ઝુંડમાંથી નીકળ્યો હોય તેવો કોઈ ગામડિયો આવતો દેખાયો. તે લાકડાનો ભારો

લઈને આવી રહ્યો હતો. બોલ્યા વિના તેણે મને આગળ ચાલી જવા ઇશારત કરી — હું પેલી સ્ત્રીને બતાવવા જતો હતો — પણ — આહ ! ત્યાં કોઈ હતું જ નહિ.

પેલા માણસે કાંઈ બોલ્યા વિના ફરી આગળ વધવાની ઇશારત કરી — અને હું તેની પાછળ પાછળ ચાલ્યો. મને એકબે વખત પાછા ફરીને જોવાનું મન થયું કે પેલી સ્ત્રી પાછળ તો આવતી નથી નાં — પણ હિંમત ચાલી નહિ.

હવે મને સાંભર્યું કે તે સ્ત્રીનાં વસ્ત્રો જાણે કુંડમાંથી હમણાં જ તે નાહીને આવી હોય તેમ ભીનાં ને કાંઈક ચોંટી ગયેલાં હતાં. તેના જલકુંભમાંથી પાણીનાં ટીપાં પણ પડતાં હતાં. અને તેની દૃષ્ટિ — એ દૃષ્ટિ જ ન હતી ! એ તો જાણે જીવનકથા હતી.

એ કોણ હશે એ વિચારે મને અધીરો બનાવી દીધો. પેલા ગામડિયાને પૂછતાં તેણે તો એની ભાંડીતૂટી કાનડી — તેલુગુ કે તામિલ કોણ જાણે શામાં — પો — પો — રંડાણા — એમ કાંઈક કહ્યું. એને લાગ્યું હશે કે હું એનો ભારો માગતો હતો, એટલે એણે પો પો — એટલે જાઓ, ને રંડાણા એટલે બે આના એમ કહ્યું. હું ઉતાવળે ઉતારા તરફ ચાલ્યો. થોડેક આગળ વધ્યા તો કોફીહાઉસમાંથી ઊઠેલા એકબે સજ્જનો આ તરફ આવતા દેખાયા. તેમાંના એકને મેં રોક્યા. તેની સાથે હિન્દી — અંગ્રેજી ચાલશે તેમ લાગ્યું.

તેણે કહ્યું: 'કેમ ?'

મેં કહ્યું: 'આ કુંડ કોણે બાંધ્યો છે ?'

'ઓહ !' તેમણે કહ્યું: 'તમે એ બાજુ ફરવા ગયા

હતા ?—' અને તે હસી પડચો:

મેં કહ્યું: 'કેમ ?—કેમ હસો છો ?'

તે બોલ્યો: 'દેવદાસી મળી હશે!'

મેં કહ્યું: 'એ કોણ છે ?'

તેણે કહ્યું: 'આવો, આંહીં આવો. એનો તો એક સુંદર ઇતિહાસ છે.'

અમે બન્ને રસ્તા ઉપર નાળિયેરીના એક વૃક્ષ નીચે ઓટલા જેવું હતું તેના ઉપર બેઠા.

તેણે કહ્યું: 'આ ગામથી થોડે દૂર કેટલાંક જૂનાં પવિત્ર ખંડિયેરો જેવાં મંદિરો છે. તેમાં એક મંદિર છે તો નાનું—પણ એટલું સુંદર છે કે તેમાં કોતરાયેલી પ્રતિમાઓ શોધવા તમારે કાલિદાસની અલકાનગરીમાં જવું પડે. દેવદાસી ત્યાં રહેતી—'

'પણ દેવદાસી કોણ ?' મેં પૂછ્યું.

'આ આજ તમે જોઈ નાં—પેલા રસ્તા ઉપર ઊભી હતી—તે દેવદાસી.'

'એ ત્યાં રહેતી હતી ?'

'હા. પહેલાં એ ત્યાં રહેતી હતી. એ મંદિરનો પણ એક જૂનો ઇતિહાસ છે. એ મંદિર એટલું નાજુક ને સુંદર છે, કે એમાં શિલ્પીઓએ પોતાના પ્રાણને કેવી રીતે મૂકયો છે તે સમજવા માટે તમારે એ જમાનામાં જઈને તેમને જ ચરણે બેસવું પડે.'

'ગમે તેમ, એ મંદિર અત્યંત સુંદર છે. ગામમાં જાણે એક કમળનું વિશાળ ફૂલ ઊઘડયું હોય એવું એ શોભતું. એની પ્રતિમાઓ ચાંદની રાતે સજીવ બની જતી.

એની દર્પણકન્યાઓ પોતાનાં રૂપ નિહાળતાં કોઈ દિવસ થાકતી નહિ. અને દર્પણકન્યાઓને નિહાળતાં માણસો કોઈ દી થાકતાં નહિ.

'જૂના જમાનાની વાત છે. તે સમય લડાઈનો હતો. મારે તેની તલવાર હતી.

'એમ કહેવાય છે કે આ દેવદાસીના કુટુંબમાં પાંચ-છ સાત પેઢી પહેલાં—કે વખતે વધારે પેઢી થઈ હોય—પણ એ મંદિરની પૂજા હતી, તે વખતે કોઈ દુશ્મન રાજા ચડી આવ્યો.

'ચડી આવનાર નાસ્તિક હતો. તેણે તો ગામને હેરાનહેરાન કરી મૂક્યું. મંદિર માત્રને ફેંદી નાખ્યાં. ગઢ તોડી નાખ્યો. આખું ગામ ખેદાનમેદાન કરી નાખ્યું. રહ્યું માત્ર એક આ કમળના ફૂલ જેવું મંદિર—એને તોડવાનો પણ એણે નિશ્ચય કર્યો.

'પૂજારીને એ ખબર પડી. તેણે દુશ્મનને ઘણા કાલાવાલા કર્યા: "આટલી એક જગ્યા રહેવા દે!"

'પણ દુશ્મન રાજાના વિષયી કાનમાં કોઈએ કહેલું: "મંદિર રૂપાળું છે: પ્રતિમાઓ રૂપાળી છે: પણ પૂજારીની દીકરી તો અનુપમ છે."

'પૂજારી હતાશ હૃદયે પાછો ફર્યો. "તારી દીકરી આંહીં આવે તો મંદિર બચે." દુશ્મન રાજાએ એવો જવાબ વાળ્યો હતો.

'દેવદાસીએ—એ પૂજારીની છોકરીનું નામ પણ દેવદાસી હતું—પૂછ્યું: "એણે શું કહ્યું, પિતાજી! દુશ્મનોના રાજાએ?"

'કાંઈ નહિ, બેટા! મારા બાપે, એના બાપે, ને એના બાપે — આંહીં પૂજા કરી છે. ઇશ્વરની ઇચ્છા હવે આપણે હાથે એ કામ રહેવા દેવાની નહિ હોય!' પૂજારીએ જવાબ વાળ્યો.

'પણ ત્યારે મંદિરને પાડશે?' દેવદાસીએ પૂછ્યું.

'હાસ્તો!'

'ને દર્પણકન્યા?'

'વૃદ્ધ હસ્યો: "ગાંડી થઈ કે શું! જ્યા દેવાધિદેવ નટરાજને પણ છિન્નભિન્ન કરી નાખશે — ત્યાં તારી એક અદની પ્રતિમા — દર્પણકન્યા તે કોણ હિસાબમાં?"

'પણ હજી એના રૂપનો એ પાર પામી નથી!' દેવદાસી બોલી ગઈ.

'એ રૂપનો તો કોઈ પાર પામે તેમ નથી —' વૃદ્ધે નિ:શ્વાસ નાખ્યો. ને તે નિરાશ થઈને પોતાની પથારીમાં જઈને સૂઈ ગયો. બની શકે તો એ અજવાળું જોવા માગતો ન હતો.

'બીજે કે ત્રીજે દિવસે મંદિર પાસેના જલકુંડમાં પૂજારીનું શબ તરતું હતું!

'મરી ગયો?'

'એનાથી મંદિરનો વિનિપાત જોઈ શકાયો નહિ. જ્યારે તેને ખબર પડી કે દેવદાસીએ પોતાનો વિનિપાત કરીને પણ દર્પણકન્યાને અખંડ રાખી છે, ને તેથી જ દુશ્મન રાજા સૈન્ય લઈ વચન પ્રમાણે બીજે ચાલ્યો ગયો છે; અને મંદિર એ રીતે બચી ગયું છે — ગામના રખા-ખડયા માણસો પાસેથી આ સમાચાર એણે સાંભળ્યા,

અને એણે જળકુંડમાં પ્રવેશ કર્યો.'

'ને દેવદાસી!—એણે શા માટે આમ કર્યું?'

'એ સિવાય તો વર્ષોની મહેનતથી તૈયાર કરેલું મંદિર નાશ પામતું હતું. એમાંની કેટલીક પ્રતિમાઓ કેવળ વિશ્વકર્મા જ કરી શકે અથવા એ પણ ન કરી શકે—એટલી અદ્વિતીય હતી.'

'પણ દેવદાસી — એનું શું થયું?'

'જ્યારે વૃદ્ધને શ્મશાનમાં બાળવા ગયા, ત્યારે એક ગાંડી બાઈ દોડતી આવી. તેણે દોડીને તેની ચરણધૂલિ માથે ચડાવી અને પછી અચાનક બળતી ચિતામાં કૂદી પડી — તે દે વ દા સી!'

ત્યારપછી એક ઘડીભર એ બોલી શક્યો નહિ. વર્ષો પહેલાંની દેવદાસી એની નજરમાં આવીને જાણે બેસી ગઇ હતી. થોડીવાર પછી એણે કહ્યું: 'આજે એ મંદિર હજી પણ છે. આજે તમે જોઈ એ દેવદાસીએ જ્યારે પહેલી દેવદાસીનો આ ઇતિહાસ જાણ્યો ને પોતે એના વંશની છે એ ખબર એને પડી ત્યારે એ પણ એમ જ વર્તી.'

'કેમ? — મંદિર ઉપર બીજી આફત પણ આવી હતી?'

'હા. એક વખત ફરી એમ બન્યું હતું. એ મંદિર તો હવે ત્યાં ઉપેક્ષિત પડ્યું છે — ને દર્પણકન્યાનું રૂપ આસપાસના લોકોએ ગાયનાં છાણથી પૂરી નાખ્યું છે. પણ આ બીજી દેવદાસી — એ તો ખરેખર દેવદાસી હતી. એ દેવને અર્પણ થયેલી નૃત્યબાલા હતી. એ દેવની પાસે નૃત્ય કરતી ત્યારે પોતાની જાતને અને જગતને ભૂલી જતી.

એ પોતાની જાતને દેવને અર્પણ થયેલી માનતી. અને ચિરંતન કૌમાર્યનો એનો અભિલાષ વધતો જતો હતો.

'એક વખત કોઈ અધિકારીની આંખે એ ચડી. અને ત્યારથી એની કમબખ્તી શરૂ થઈ.

'જેમને ઉપભોગની વસ્તુઓ ગણવામાં આવે છે, તેમનો પવિત્ર રહેવાનો આગ્રહ એ પણ અયોગ્ય છૂટમાં ગણાય છે.

'અને એ અધિકારી પાસે એકાદ કામ કરાવી લેવા માટે આ દેવદાસીનો ભોગ ધરાયો. માતપિતાએ જ એ ભોગને માન્ય રાખ્યો. ચિરંતન કૌમાર્યને વરેલી કોઈ નૃત્યબાલા હોઈ શકે એ એમની સમજમાં પણ આવ્યું નહિ. મંદિર અંગેની જમીનનું જ કાંઈક કામ કરવા આ દેવદાસીને એમણે ઉપભોગની વસ્તુ બનાવી અધિકારીને ચરણે ધરી—

'જે દિવસે એ ઘટના બની—એ દિવસે સવારે ચાર વાગે તો મેં એને કુંડમાં નાહવા જતી જોઈ હતી. હું સાધારણ રીતે વહેલો ઊઠનારો માણસ છું. સવારે હું નાળિયેરીના વનમાં જતો હતો ત્યાં મેં એને નાહી ધોઈ સ્વચ્છ વસ્ત્રો પહેરી કુંડમાંથી બહાર આવતી જોઈ. એની કેડે જલકુંભ હતો. માથે પુષ્પોની વેણી શોભી રહી હતી. મોં ઉપર સ્મિતભર્યો વિષાદ હતો.

'પણ સવારે એ જ કુંડમાં એનું શબ મળી આવ્યું. આ બીજી દેવદાસી—જે આજે તમને મળી.'

'હેં? ત્યારે એ જીવતી બેરી નહોતી? મેં તો એને જીવતી જોઈ—' મેં કહ્યું.

'માત્ર તમે જ નહિ — ઘણાએ એને જીવતી જોઈ છે અને જીવતી ધારી છે. અને એક રીતે તો એ જીવતી જ છે નાં ? — જ્યારે જ્યારે પોતે પાળવા ધારેલા કૌમાર્યને કોઈ અભડાવવા ઇચ્છે છે ત્યારે કઈ નારીએ આ દેવદાસીને જીવતી જોઈ નથી ?'

દૂરની શરણાઈ બંધ થઇ ગઈ હતી. અમે વાતો કરતા કરતા જ ઊઠયા.

'પણ ત્યારે —' મેં શંકા કરી — 'આ તમારી બીજી દેવદાસીએ કોઇને વાત કેમ ન કરી ? સહાય પણ ન માગી ?'

'કોને વાત કરે ? પિતાએ, માતાએ, અધિકારી જનોએ સૌએ પગે પડીને કહ્યું કે તું આટલું કામ કર. આ ધર્મકાર્ય છે. આનાથી અમારો નિર્વાહ ટકે તેમ છે. તારી જાતને વેચવામાં — દેવને અર્પણ થયેલી વસ્તુ પ્રસાદ-રૂપે બીજે વહેંચવામાં દોષ નથી — એને તેણે દેહ ધર્યો ને પ્રાણ બચાવ્યો.'

મારી નજર સમક્ષ દેવદાસીની આંખમાં જોયેલ વિષાદ તરી આવ્યો.

એક પણ અક્ષર બોલ્યા વિના અમે ચાલતા રહ્યા.

કદાચ દેવદાસી પોતાનો ચિરંતન જલકુંભ લઇને હજી ત્યાં ઊભી હશે — કોઈ એવા સાથીની વાટ જોતી કે જે રસાત્મા હોય, અને નારીનો નહિ, પણ રસનો તૃષાતુર હોય. પણ જેમ દર્પણકન્યાને રસ ન મળ્યું તેમ આને રસ નહિ મળે. અને એ વાટ જોતી જ રહેશે.

## રૂપરાણી

હજારો દિલને જીતનારા અર્ધખુલ્લા, અર્ધઅણુખુલ્લા એવા પોતાના નાના બાલ હોઠને શાંત સ્મિત વડે, જરા વધારે રસિક કરી પોતાની રૂપેરી નાની ડોક એક બાજુ નમાવીને તેણે ઉત્તર વાળ્યો: 'સારું —'

એનું નામ શું હતું એ ઘણાને ખબર ન હતી. કેટલાક એને રાજરાણી કહેતા. બીજા કેટલાક માત્ર રાણી કહેતા; પરંતુ જે એને કાંઈક પિછાનતા તે સૌ એને રૂપરાણી કહેતા. એટલો મોહક એ ચહેરો હતો. અને એ ચહેરા ઉપર હજારોના દિલને જીતનારું સ્મિત રહેતું. આવતું નહિ — રહેતું. આંખમાં નૈસર્ગિક તોફાન વસી રહ્યું હતું. કંઠમાં, સુંદર સ્પષ્ટ સુરેખ પણ અનેક અર્થોને વહન કરતા શબ્દો. રૂપરાણીની પાસે બેસવું એ જાણે જીવનને ભૂલી જવા જેવું હતું. એના સાન્નિધ્યમાં આવનારા એના સિવાય બીજા કોઈને સંભારતા નહિ. પાટલીપુત્રની આ પ્રખ્યાત નર્તિકા જે વખતે રંગમંચ ઉપર આવતી તે વખતે સાધુઓ, શયતાનો, સૈનિકો, સુંદરીઓ, સજ્જનો, શ્રેષ્ઠીઓ, રાજાઓ, ગોપપુત્રો અને લડાયકો સૌ પોતપોતાની જાતને ભૂલી જતા.

એક સાધુ પણ ત્યાં આવતો: ઘણી વખત આવતો. પણ જ્યારે અનેકોનાં દિલ કોઈ શૃંગારભરિત ભાવથી ડોલી ઊઠતાં ત્યારે એની નજર પોતાના નાકની દાંડી ઉપર બેસતી અને જ્યારે અનેકો કાંઈ સમજતા નહિ ત્યારે એવી એકાદ પળે, એ રૂપરાણીને અનિમિષ નેને જોઈ રહેતો અને પછી અત્યંત —, અત્યંત પ્રેમથી બોલી ઊઠતો: 'ઓ હો હો! અદ્‌ભુત છે!'

એના એવા વિચિત્ર વર્તનથી એને સૌ મશ્કરીમાં *પદ્મ કહેતા. પદ્મ સાધુ હતો — છતાં રસિક સાધુ હતો. એટલે જ્યારે જ્યારે રૂપરાણી રંગમંચ ઉપર આવતી, જ્યારે જ્યારે સમાજ થતો ને રૂપરાણી દેખાતી, ત્યારે ત્યારે પદ્મ ચોક્કસ ત્યાં આવતો.

આટલી સુંદર દેહ, જેને તમે લગભગ સંપૂર્ણ સંવાદી કહી શકો એવો કંઠ કે જેમાંથી લેશ પણ કર્કશતા જન્મે જ નહિ, આટલી મનોહર રુચિર શરીરરેખા — અને આટલી અદ્‌ભુત નૃત્ય-ગાન કલા — પદ્મ એ જોવા આવતો; અને જ્યારે જ્યારે એ જોતો ત્યારે ત્યારે જાણે પોતાની જાતને ભૂલી કોઈ એવી સૃષ્ટિમાં ચાલ્યો જતો કે જ્યાંથી એને પાછા આવવાનું મન જ થતું નહિ. અને છતાં ખૂબી એ હતી કે એ જીવનની મુશ્કેલીઓ ભૂલી જવા માટે નહિ —પણ સમજવા માટે એ આંહીં આવતો. એ મુશ્કેલીઓ કે જે, અંતરની છે — અને અંતરમાંથી જન્મી અંતરને ભરી દે છે.

એ પોતે ચારિત્ર્યશાલી સાધુ હતો. એટલે એને પોતાના

* પદ્મ કવિ

જીવનમાં જેટલી અગત્ય સમાધિની લાગી હતી — લગભગ તેટલી જ અગત્ય સૌંદર્યોપાસનાની લાગી હતી. એ રૂપરાણી-ને સાંભળતો ત્યારે પાર્થિવ વસ્તુમાત્ર વીસરી જતો.

એક દિવસ એણે રૂપરાણીને કહ્યું: 'વૃદ્ધાવસ્થા તત્ત્વ-જ્ઞોને આનંદ આપે છે: કલાકારોને શોક. જ્યારે તમારું આ નૃત્ય નહિ હોય, આ કંઠ નહિ હોય, આવી દેહ નહિ હોય — ત્યારે જે એક મહાન શૂન્યતા તમારા જીવનનાં જન્મશે તેની યાતના મૃત્યુના કરતાં પણ વધારે ભયંકર હશે. કલા-કારે પોતાના જીવનમાં કાંઈક એવી વસ્તુ વણી લેવી જોઈએ કે જેના અદૃશ્ય આનંદથી એ આગળ ને આગળ વધે — ને આપઘાત જેવી ભયંકર શૂન્ય દશાથી તેઓ ઊગરી જાય.'

અને રૂપરાણીએ ગર્વમાં, પ્રેમમાં, મશ્કરીમાં, હાસ્યમાં, તોફાનમાં, ઉપેક્ષામાં પદ્મને કહ્યું: 'સારું. કલા વિષે, કલાકાર બીજા પાસેથી લેવાનું શરૂ કરશે, ત્યારે કલા એના જીવનમાં નહિ રહે.'

૨

ત્યાર પછી પદ્મ પોતાનું સ્થાન જનતાના પણ છેલ્લા ભાગમાં રાખવા માંડયો. એ જોઈ રહ્યો કે રૂપરાણી પોતાના સર્વોત્તમ અને સર્વોચ્ચ શિખર તરફ ચાલી રહી હતી; પણ તે સર્વોચ્ચ શિખર પછી બીજું ઉચ્ચ શિખર ત્યાં ન હતું. એનાં શરીર, કંઠ, લહેક, હાવભાવ, અભિનય, દેહ, મુદ્રા, સૌંદર્ય — સઘળાં સંવાદી બનીને એક એવું વાતાવરણ ઊભું કરી રહ્યાં હતાં કે ઘડીભર દુનિયાના લોકો અપાર્થિવ બની જાય. હવે તો જ્યારે રૂપરાણી માત્ર દેખાય છે — અથવા એનો

એક સુંદર પ્રવાલ જેવો હોઠ જરા હાલે છે, અને લોકોનાં દિલને તે વશ કરી લે છે. એ પોતાની કલાના સર્વોચ્ચ શિખરની મહારાણી બનીને મહાલી રહી છે. ક્યારેક એની નજર પદ્મ તરફ વળે છે, તો એ નજરમાં મીઠો ઉપાલંભ હોય છે! ઉપાલંભને પણ કટુ કરવાની એનામાં જાણે શક્તિ રહી નથી. એ એટલી તો સાર્વત્રિક રીતે મધુર બની ગઈ છે કે એની કંપિકાની આંખમાં જે સૌંદર્ય નીતરે છે. એ જોઈને તો એ બે ભાવોની મિશ્રણરેખા જોવામાં ઘણા, એ સૌંદર્ય છે કે ઉપાલંભ છે, એ જ ભૂલી જાય છે! આ રૂપરાણી!

પરંતુ જ્યારે એ સર્વોચ્ચ શિખર ઉપર હતી, જ્યારે એની કલા અનેકોને વશ કરવાની શક્તિ ધરાવતી હતી, જ્યારે એની એક નજર માત્ર ઉપર લોકો ઘેલા બની જતા, જ્યારે એની કલાએ સાધેલો ઊંચામાં ઊંચો યોગ હવે એના પોતાના ઊર્ધ્વગામી પંથનું નિર્માણ કરનાર બનવો જોઈએ, ત્યારે લોકપ્રિયતા, લોકાનુરંજન, કીર્તિનો મુગટ, હજારોની પ્રશંસા, સેંકડોની મેદની, અને એના ચરણ પાસે નમી પડતી રાજપુત્રોની શિરમુકુટાવલિ — એને ખબર રહી ન હતી, પણ કલાનું સર્વોચ્ચ શિખર એણે સર કર્યું હતું અને હવે નાગાર્જુનના રાસાયનિક પ્રયોગની પેઠે — યોગીના ઊર્ધ્વરેતસ પ્રયોગની પેઠે — એણે એને પોતાના જીવનમાં વહેતું કરવાનો મહાયોગ સાધવાનો હતો — અથવા તો પરિપક્વ ફલની પેઠે એનું પતન શરૂ થવાનું હતું.

એક વખત એક નાની મુગ્ધ કુમારિકાએ નૃત્ય કર્યું. એ નૃત્યમાં પ્રથમ યૌવનની મોહિની મળી અને એ અદ્-

ભુત રીતે કાલ્પનિક બની ગયું. એટલે નૃત્ય કરનાર જ નહિ — નૃત્ય જોનાર પણ સૌ આ પૃથ્વીમાં છતાં આ પૃથ્વીના નહિ એવા બની રહ્યા. એણે પોતાની દેહનો, મહામૂલ્યવાન લંકાના મૌક્તિકોથી આચ્છાદ્યયેલો લલિત-ભાગ, જેમ કમલિની ધીમે ધીમે જલરાશિમાંથી દેહ પ્રકટ કરે તેમ, ધીમે ધીમે પ્રગટ કર્યો. એણે પોતાના દેહને વસ્ત્રમાં આચ્છાદીને — ધીમે ધીમે રમણીય પ્રભાત ખીલે તેમ, એક પછી એક વેરાતી વાદળીની માફક આછાં વસ્ત્રોને વિખેરી દીધાં, અને લોકો જાણે કે શું થયું, તે પહેલાં, જેમ સોનેરી સ્વપ્ન ઊડી જાય તેમ એ ઊડી ગઈ!

પદ્દને ત્યારથી જ જાણ્યું કે રૂપરાણીના સર્વોચ્ચ શિખરની ટોચ આવી ગઇ છે; એટલે કે લોકપ્રિયતાના છેલ્લા કટોરાનું છેલ્લું બિંદુ આવી ગયું છે. હવે ટોળાની રાણી આ નાની નર્તિકા બનશે. કારણ કે લોકટોળાનું જ્ઞાન અને અજ્ઞાન બંને ભયંકર હોય છે. એની રુચિઅરુચિ પણ એટલી જ ભયંકર છે.

બીજી નાની નર્તિકા વધુ પ્રવીણ કે વધુ કલારસજ્ઞ હતી એમ નહિ — પણ એ વધુ ને વધુ આકર્ષણોથી ભરેલી હતી.

ધીમે ધીમે રૂપરાણીનું સ્થાન સરવા લાગ્યું. અને એનો સૌથી સબળ પ્રત્યાઘાત એની કલા ઉપર થયો. કારણ કે એ આંતરવૃત્તિના આનંદમાંથી જન્મેલી — આંતરયુદ્ધનો વિજય કરતી, બંધવિમોચનની નહિ, પણ પાર્થિવ તત્ત્વો ઉપર કૌશલ્યથી સંયોજન* દ્વારા સિદ્ધ કરેલી,

* Composition.

એવી કલા હતી. એ કલાની ખાતર કલા ન હતી: એ લોક ખાતર — એટલે કે કોઈની ખાતર નહિ — એવી કલા હતી.

રૂપરાણી ધીમે ધીમે નીચે નીચે સરવા લાગી. એની દેહ પણ શિથિલ બની ગઈ. અને એની કલામાં જ્યાં દેહ-સૌષ્ઠવનો ભાગ અગત્યનો હતો ત્યાં દેહ શિથિલ થતાં કલા પણ શિથિલ થઈ. એને આજે હવે પદ્મની વાત યાદ આવી.

૩

એક દિવસે એ પોતાનું શોકગીત પોતે જ સાંભળે તેમ ગાઈ રહી હતી. તેમાં ભારોભાર પશ્ચાત્તાપ હતો, એમાં યૌવનની સ્મૃતિ, દેહની યાદી, સૌંદર્યની ઉપાસના, લોકોને ઉપાલંભ અને પોતાની આરાધ્ય કલાની ભક્તિ હતાં. એમાં કલાને પ્રાર્થના હતી: 'સૌ ભલે તજે — પણ તું તું — કાં મને તજે ! મેં તને એકનિષ્ઠાથી ભજી છે, તું મને કાં તજી દે ! ' એવી વિષાદભરી અભ્યર્થના હતી.

અને પદ્મ એ છાનોમાનો સાંભળી રહ્યો હતો.

પદ્મ જ્યારે પ્રગટ થયો ત્યારે રૂપરાણી ઘડીભર સ્તબ્ધ થઈ ગઈ.

પદ્મે શાન્તિથી કહ્યું: 'મેં તમને કહ્યું હતું તે યાદ છે ? જ્યારે કલા — સર્વોચ્ચ શિખર ઉપર વસે છે, ત્યારે કલાકારે એને જીવનમાં ઝરણરૂપે ઉતારી લેવાની છે. તો જ એ રસાયન એને શૂન્ય બનતો અટકાવે. શૂન્યતા — કલાકારની શૂન્યતા જેવી ભયંકર શૂન્યતા — કોઈ જ નહિ હોય.'

રૂપરાણીએ ત્યારથી પોતાની કલાસિદ્ધિ પોતા માટે

પણ વાપરવા માંડી. ધીમે ધીમે એને લાગ્યું કે એણે જે લાગણી અત્યાર સુધી ક્યારે ય અનુભવી ન હતી — જે અનુભવ એણે ક્યારે ય લીધો ન હતો — જે વસ્તુ એણે ક્યારે ય જોઈ ન હતી — તે એનામાં આવી રહી છે. એની કલા — એની પોતાની બની રહી. એની પોતાની એ અર્થમાં કે — એના વડે એ પોતે બની રહી હતી. જીવનની ન જોયેલી મહાન લાગણીઓ — મહાન અનુભવો — મહાન રસસરિતાઓ એ જોઈ રહી. અને લાગ્યું કે પરમસિદ્ધિ ને સમૃદ્ધિનો સાગર તો માણસના અંતરમાં સભર ભર્યો છે. અને હરકોઈ કલા તો એમાંથી એક અંજલિમાત્ર લે છે. એ અંજલિના વિષપાન વડે એ જાત ભૂલે છે! અને બંધવિમોચનનું જીવનનૃત્ય સરજવાને બદલે એ એમાં ને એમાં બંધન સ્વીકારે છે.

૪

થોડા વખત પછીની વાત છે. રૂપરાણી સાંભળીને સ્તબ્ધ જ બની ગઈ. પેલી મનોરમ નર્તિકા અત્યંત લોકપ્રિય હતી એ એને ખબર હતી. એની કલા ઉપર લોકો વારી જતા હતા એ પણ એને ખબર હતી. પણ જ્યારે એણે સાંભળ્યું કે પદ્મ એની ઉપાસના કરી રહ્યો છે ત્યારે તો એના અંતરમાં એક મર્મઘા થઈ ગયો. જાણે પોતાના જ જીવન પર કોઈએ ઘા કર્યો હોય. એની ઉજ્જ્વલ સાધુતાએ અનેકોને સાધુ કર્યા હતા. એનો યશ ચંદ્ર જેવો નિર્મળ હતો. એવો પરમપવિત્ર માણસ એક નર્તિકા જુવાન હોવાને કારણે એમાં મોહ પામે એ એને અસહ્ય

લાગ્યું. પોતાના જીવનમાં જ્યારે શૂન્યતા આવી હતી ત્યારે આ સાધુએ જ એને ઉગારી હતી. એણે જ એને કલામાં રહેલી અખંડ તેજસ્વિતાની ચાવી આપી હતી. એણે જ એને કલાનાં રાસાયનિક તત્ત્વોનો માર્ગ દેખાડયો હતો. એણે જ કલાની ઐકાંતિક ઉપાસના વિષે એને રસ્તો બતાવ્યો હતો. અને એ જ આજે પેલી સુંદર સ્ત્રી પાછળ મુગ્ધ બની ગયો હતો !

રૂપરાણી વિચાર કરી રહી કે આ પણ એક અદ્ભુત કુતૂહલ છે કે સંયમ, કલા, પ્રેમ એ ત્રણે જીવનમાં વિધાયક બળો છે; અને એ ત્રણેનો જ ક્યારે ય સંપૂર્ણ મેળ મળતો નથી. એમાંથી કોઇ ને કોઈ એક તત્ત્વ અપૂર્ણ જ મળે છે.

રૂપરાણીએ હિમ્મત કરીને પોતે એક વખત રંગમંચ પર દેખા દેવાનો નિશ્ચય કર્યો.

એની પ્રતિસ્પર્ધી રાણી હસી રહી !

લોકોએ કિકિયારીઓ કરી !

જુવાનો મૂછમાં હસ્યા. અનેકોએ એ સમાચાર ઉપેક્ષાથી સાંભળ્યા.

પણ એ સઘળી યાતના સહીને એણે નિશ્ચય કર્યો કે ભલે ગમે તે થાય, પણ મારે એક વખત રંગમંચ ઉપર આવવું જ.

અને તે આવી.

તેણે પોતાનું બંધવિમોચનનું નૃત્ય શરૂ કર્યું. માણસ પોતે જ બંધાય છે, અને કોઈક એને બાંધી રહ્યું છે, એમ ધારીને એ પહેલાં તો ચારે તરફ શોધાશોધ કરે છે. જોકી

પાસે જાય છે ગ્રહોની પીડા માટે. કર્મબંધન, સંસારબંધન અને અનેક બંધનોની એ તપાસ માંડે છે. એને ખબર નથી, પણ બંધન એનું પોતાનું છે. એણે પોતે જ બાંધ્યું છે.

રૂપરાણી વિહ્વળ બનીને જ્યાંત્યાં ફરે છે. સૌ એને આશ્વાસન આપે છે. પણ કોઈ મુક્ત કરી શકતું નથી. એના પગમાં હજારો મણની બેડી હોય તેમ મંદ, અતિ મંદ ચાલે એ આગળ વધે છે. એણે પોતાના બંધ હાથો વડે બંધનમુક્ત થવા પ્રયત્ન કર્યો.

તે પ્રયત્ન કરે છે. શરીર આખું શ્રમથી વ્યથિત બની રહ્યું છે. ચહેરો વ્યગ્ર છે — આંખમાં વિષાદભરી આકુળતા છે. પણ એના બંધનમાંથી એક નાનો સરખો બંધ ઢીલો પડતો નથી.

તે થાકીને લોથ થઈ જાય છે. ઘડીભર એમ ને એમ પડી રહે છે.

થોડી વાર પછી ફરી પ્રયત્ન શરૂ કરે છે. પણ બંધ-માંથી મુક્ત થવા માટે જે તીવ્ર સંવેદન જોઈએ, જે સત્યભરપૂર વ્યાકુળતા જોઈએ, તે આત્મામાં જન્મેલ નથી.

સાધુ પદ્મ એકીનજરે રૂપરાણીનું આ નૃત્ય જોઈ રહ્યો હતો. બીજો ભાગ આવતાં તો એ એમાં તલ્લીન બની ગયો. જીવનને સ્પર્શ કરનારી આ વસ્તુમાં એ જીવન જોઇ રહ્યો. કોઈ બીજાનું નહિ — પોતાનું જ! તે વધારે આતુરતાથી આ નૃત્યનો અર્થ ઉકેલવા મથી રહ્યો અને એને તરત પ્રકાશ મળ્યો. એના પોતાના જીવનનું જ આ નૃત્ય હતું.

બીજા પ્રયત્નને અંતે રૂપરાણી તો થાકીને લોથ થઈ

જાય છે. તે પડી જાય છે. શ્રમમાં ને મૂર્છામાં તે પડી રહે છે; જાણે કે તે અસહાય છે. પણ એક વખત વિમોચન માટે જન્મેલી ઉત્કંઠા હજી એનામાં જાગ્રત છે. તે ફરીને ત્રીજો પ્રયત્ન શરૂ કરે છે.

સ્વપ્નઅવસ્થામાંથી સુંદર લાગણી જન્મે તેમ ધીમે ધીમે એ હાલે છે. જરાક ચાલે છે. હાથ જરા વેગ પકડે છે — પગ ગતિમાં આવે છે; ઘૂઘરીઓનો મિઠો રણુ-કાર વાગી રહે છે; અને વળી અર્ધવિમોચનનો પ્રયત્ન શરૂ થાય છે. જાગૃતિ છે; પણ પ્રયત્ન કરતાં થાક ચડે છે. થાક ન ચડે એ અવસ્થા આવી નથી. પ્રયત્નના રસમાં એટલી તલ્લીનતા પડે કે જય પરાજયનું ભાન જ ન રહે ત્યારે થાક ન ચડે એ અવસ્થા હજી રૂપરાણીને આવી નથી.

પણ ત્રીજા પ્રયત્નના થાકમાંથી જ્યારે રૂપરાણી વળી એક વધુ પ્રયત્ન શરૂ કરે છે, ત્યારે થાકને બદલે ગતિ ત્વરિત બને છે. માર્ગદર્શન મળ્યું હોય તેમ દરેક પગલામાં આનંદની અધીરતા આવી જાય છે. ચહેરા ઉપર કાંઇક પામ્યાનો આનંદ સ્પષ્ટ થવા માંડે છે.

અને એ પ્રયત્નને અંતે રૂપરાણી બંધનને તોડે છે — જાણે કુદરતને આંગણે મહોત્સવ માંડયો હોય તેમ એ નાચવા માંડે છે. એ નૃત્ય તાલબદ્ધ છતાં — ત્વરિત, અદ્-ભુત, વેગીલું બળવાન અને સમર્થ છે. રૂપરાણીની દેહ યૌવનની ભરતીમાં હોય તેમ વીજળિક ઝડપથી ફરી રહી હતી. ત્વરિત ગતિમાં ફરવા છતાં આ કોઈ અનોખા આનંદ-માં મગ્ન હોય તેમ અવાજ કરતી ઘૂઘરીઓ પણ શાંત બનીને જાણે મૌનમાં બેઠી હતીઃ વેગ વધતો ગયોઃ આનંદ

વધતો ગયો; ઉલ્લાસ વધતો ગયો: તેમ તેમ ગતિમાં તાલબદ્ધસંયમ વધતો ગયો. લોકો તો મુગ્ધ બનીને એ જોઈ જ રહ્યા. એક વખત ફરીથી એણે રંગમંચનો કબજો લઈ લીધો. હજારોનાં દિલ ત્યાં ચોંટી ગયાં. પણ તેની નજર તો પદ્મ તરફ હતી. જ્યારે તેણે પદ્મને ઊઠીને ઘેલાની માફક નૃત્ય કરતો જોયો, ત્યારે એનો આત્મા નાચી ઊઠ્યો.

તે જ રાત્રે પદ્મ રૂપરાણી પાસે આવીને બેસી ગયો.

રૂપરાણીએ તેના તરફ જોઈને કહ્યું: 'કેમ? કવિરાજ! આજે?'

પદ્મ બોલ્યો: 'બંધવિમોચનની મારી કથા પણ આજથી શરૂ થાય છે. તમને ખબર છે—પેલી બીજી નર્તિકા જેના મોહમાં હું હતો—તેણે આજે આ ગામ તજી દીધું!'

'ગામ તજી દીધું? કેમ?'

'કહે છે, એણે જે બૌધસાધુને મિત્ર બનાવ્યો હતો તેણે તમારું બંધવિમોચનનું નૃત્ય જોઈ તેને એક સત્ય કહી દીધું!'

'શું?'

'કે તેણે લાખોની ઝવેરાત ચોરીને તેને આપી હતી—ને રાજપુરુષો એની તપાસ કરી રહ્યા હતા. એણે પોતે પ્રાયશ્ચિત્ત કરવા માટે સત્ય હકીકત કહેવી જ રહી. એ સાંભળીને નર્તિકાએ ગામ તજી દીધું!

'આ પ્રમાણે સાધુ પોતાના જીવન તરફ વળે છે, નર્તિકા જાય છે, હું પદ્મ તારી પાસે આવું છું, અને

બંધવિમોચનની એક પદ્યકથા શરૂ કરું છું.'

'ક્યારથી?'

'હમણાંથી જ.'

પદ્મે જ્યારે બંધવિમોચનની કથા લખી—અને રૂપરાણીએ એને દેહ આપ્યો, ત્યારે એક વખત ફરીથી એ બન્ને જાણે અપાર્થિવ આનંદમાં લીન બની પોતપોતાની કલા દ્વારા પોતાના જીવનને સમજી રહ્યાં હતાં.

—હવે રૂપરાણીને કે પદ્મને સમયની ને અવસ્થાની બીક ન હતી; કારણ કે એમની કલા—આંતરજીવનના એવા પ્રદેશને સ્પર્શી રહી હતી કે જેને માટે કોઈ સમય નથી; કોઈ સ્થળ નથી. સઘળે સમયે ને સઘળે સ્થળે એ છે. તેઓ એમાંથી જે નિરવધિ આનંદ લેતાં—તેની પાસે એમને લોકનો ઘોંઘાટ, કીર્તિની રેખા, ને યશનો અકાશ તુચ્છ—અતિ તુચ્છ લાગતાં.

# રત્નપ્રભા

એક પણ શબ્દ બોલ્યા વિના ઘેરી રાતના અંધારામાં રત્નપ્રભા અદૃશ્ય થઈ ગઈ. તેની પાછળ ભયંકર અટ્ટહાસ્ય વેરતો, મશ્કરીભરેલો, શેઠ મનમોહનનો અવાજ સંભળાયો, 'ગાંડી નહિ તો!—અરે, તારા જેવી તો પાંચસે ને પંચોતેર જોઈ કાઢી—આવી'તી મને ડરાવવા!'

પાસેના ખંડનું બારણું ઉઘાડી સુરેખાએ પૂછ્યું: 'કેમ શું છે તે એકલા હસો છો?'

મનમોહન ગંભીર બની ગયો: 'અરે! કાંઈ નથી. સહેજ એ તો પેલી આવી'તી ડરાવવા.'

'પેલી કોણ?'

'આ શું, તમારી મોટી કામ કરવાવાળી રત્નપ્રભા.'

'રત્નપ્રભા?' સુરેખાએ પૂછ્યું.

'હા.'

'પણ હતું શું? વાત તો કરો.'

'અરે! જવા દે ને. અમસ્તી મને ડરાવવા—'

સુરેખાએ વાત વધારે આગળ છેડી નહિ. ખંડનું દ્વાર બંધ કરી તે પોતાને કામે અંદર ચાલી ગઈ. શું હતું

એ વગરકહ્યે સમજી ગઈ હતી. એની માએ એની ગરીબીને લીધે એના યૌવન અને રૂપનો ભોગ, શેઠ મનમોહનને આપીને એને વટાવી ન હોત, તો એ શેઠને પાંચપચાસ સંભળાવીને ચાલતી થઈ હોત. એને ઘણી વખત આ ભયંકર મહેલ જેવા બંગલાની દીવાલો કેદખાના જેવી લાગતી. એને ઘણી વખત મન થતું કે એ કોઈ સાધારણ પુરુષનો વહાલભર્યો સંસાર ચલાવનારી ઘરની રાણી થઈ હોત. આંહીં પૈસાની છોળ હતી, તો અભિમાન, તોછડાઈ, વિલાસ ને યાંત્રિક એકતાની પણ એટલી જ છોળ હતી. એ સમજી ગઈ હતી — કારણ એને ખબર હતી કે, થોડા વખત થયા શેઠ મનમોહન, રત્નપ્રભાનું હરેક કાર્ય એવી ઉત્સુકતાથી ઉપાડી લેતા કે જાણે એના હૃદયનો પલટો થઈ ગયો હોય. કામના ઉત્સાહમાં ને ઉત્સાહમાં રત્નપ્રભાને થયું કે એણે જાણે મનમોહનને વશ કર્યો છે. રત્નપ્રભા સામાજિક કામની વાત કરે ન કરે, ત્યાં જાણે મનમોહને એ યોજના ઉપાડી જ લીધી હોય. મનમોહને જાણે પોતાનો હૃદયપલટો થયો છે એવો દેખાવ પણ કર્યો.

પણ એનો છેવટનો સ્વાંગ ભયંકર હતો.

'રત્નપ્રભા!' એક દિવસ તે બોલ્યો: 'આપણા સમાજને ધરમૂળથી ઉખેડી નાખવાનો મેં વિચાર કર્યો છે. સાળા, લાકડે માંકડું વળગાડે જ છે. પેલી પુષ્પા હતી ના?'

'પુષ્પા?' 'પુષ્પા ત્રિવેદી.' 'હા, એનું શું?'

'એણે એક યુક્તિ કરી.'

રત્નપ્રભા રસથી સાંભળી રહી.

'એણે વિચાર્યું કે જમાનો વિચિત્ર છે. આ જમાનામાં જે સુધરેલી કે ભણેલી છોકરી મોટર પકડ્યા વિનાની રહી ગઈ તે પછી રહી જ ગઈ સમજવી. પચીસ થયાં—એટલે પછી આથમતા તેજની સામે કોઈ જોતું નથી. એણે યુક્તિ કરી. પેલા ગિરધર અને કલ્યાણરાય બંનેને થોડી થોડી આશા આપી. ગિરધરને ત્યાં જાય, વાતોચીતો કરે, વચનો આપે, ટૂંકું ક્ષેત્ર તોડવું જ જોઈએ એવી શેખી મારે, ને બપોરના ચાર ન થાય ત્યાં પહોંચે કલ્યાણરાયને ત્યાં આઈસક્રીમ લેવા. બન્ને જણ ઉલ્લુ બને. એમાંથી દરેકને એમ કે પુષ્પા બીજાને બનાવી રહી છે. છોકરી પણ ભારે ચાલાક. ગિરધર પાસે કલ્યાણની આબાદ મશ્કરી કરે; કલ્યાણ પાસે ગિરધરને બરાબર બનાવે, કોઈ વખત વળી—એક તરફ જરા ઢળતું પાસું પણ બતાવે—આજે તો કલ્યાણે કહ્યું છે—કેટલીક નવી 'રેકર્ડ' લઈ જજો—બીજો ઉલ્લુ, બીજે દિવસે પેલાને ટપી જવાનો પ્રયત્ન કરે! પુષ્પા મનમાં ને મનમાં હસે—અંતે બન્નેને મૂકીને કોને પરણી ખબર છે નાં?'

'હા, મુકુંદને.'

'મુકુંદને એમ ન કહેવાય. મુકુંદ જેને એક સ્ત્રી હયાત છે પિયરમાં—બીજી હયાત છે ઘેર ત્રણ બચ્ચાં સાથે—તેને આ પુષ્પા પરણી. પેલા બન્નેને શું કહ્યું, ખબર છે?'

'ના'

'ગિરધરને કહ્યું—તમારો અભ્યાસ બગડે. મૂળ તો તમે માંડમાંડ સેકંડ ક્લાસ, એમાં જો આવા સંજોગોમાં

પડી જાવ તો તમારું ભવિષ્ય બગડે. આપણે મિત્રો હતાં — ને મિત્રો રહેવાનાં એ ચોક્કસ. ને કલ્યાણને કહ્યું — મારી રસદૃષ્ટિ ને તમારી રસદૃષ્ટિનો મેળ નહિ મળે. તમારો ઊંચામાં ઊંચો શોખ 'રેકર્ડ' નો.'

'પણ મુકુંદે એક રીતે ભૂલ કરી.'

'જરા પણ નહિ. મુકુંદને પહેલી વખત એની માએ પરણાવ્યો માટે એણે સ્ત્રી તજી દીધી. બીજી વખત પિતાએ પરણાવ્યો. આ વખતે જ એ પોતે પરણ્યો.'

'પણ ત્રણ સંતાન થયાં પછી.'

'બિલકુલ નહિ, એ સવાલ 'બાયોલોજી' — જીવ-વિજ્ઞાનનો છે: 'મોરેલીટી' — નીતિનો નથી —'

'તો પણ.'

'એ વિના સમાજ ઠેકાણે જ નહિ આવે. મુકુંદ ગર્ભશ્રીમંત માબાપનો એકનો એક પુત્ર. ઘેર મોટરો. માએ પહેલું લાડ કરી લીધું: બાપે બીજું લાડ કરી લીધું. પહેલી વખત પરણ્યો; ઉમ્મર વર્ષ ૧૩. બીજી વખત પરણ્યો, ઉમ્મર વર્ષ ૧૭. આજે જ એના જેવા રસિક જુવાનને એક ખરી રસિક સ્ત્રી મળી — પુષ્પા એને યોગ્ય હતી. એની છટા કેટલી છે ! મુકુંદ એને યોગ્ય હતો. સમાજને આવા ઘણા ઘાની જરૂર છે —'

અને તે રત્નપ્રભા સામે જોઈ રહ્યો.

રત્નપ્રભાને વધુ પરિચયથી ખાતરી થઈ કે મનમોહન એ હવે જુદો જ આદમી બન્યો છે. પહેલાં જેને સમાજિક કાર્યનું નામ આવતાં કંપારી છૂટતી તે આજે સમાજ માટે અડવાણે પગે દોડી રહ્યો હતો. એના વિચાર પણ

ઘણા ઘણા આગળ વધેલા હતા. તે સમાજને ઘા ઉપર ઘા લગાવવાની નીતિનો હિમાયતી હતો. રત્નપ્રભાના વિચારોને તે ઉત્તેજતો. ઘણી વખત તો રત્નપ્રભાને એમ લાગતું કે તે મનમોહનના વિચારોનું પ્રતિબિંબ માત્ર પાડે છે. ધીમે ધીમે બન્ને વચ્ચે પરિચય વધતો ગયો, વધતો જ ગયો.

આજે જ્યારે રત્નાપ્રભાએ તેને વાત કરી ત્યારે તેણે મશ્કરીભરેલા અટ્ટહાસ્યે એ વાત ઉડાવી દીધી.

'જો, રત્નપ્રભા ! આપણા કાર્યને હાનિ પહોંચે. આપણો વિનાશ થાય તો ફિકર નહિ, આપણું કાર્ય રહેવું જોઈએ.'

રત્નપ્રભા એકદમ ઝાંખી પડી ગઈ. આ એક જ ભયંકર શસ્ત્ર જેવા કટાક્ષવાક્યે તેને મનમોહનની આગલી-પાછલી ઘણી વર્તણૂકોનો સ્પષ્ટ ખ્યાલ આપી દીધો. તે ધ્રૂજી ઊઠી. આ માણસે એને બેવકૂફ બનાવી હતી.

'અને તારે એમ હોય તો તું એમ કરજે ને — પાંચ દસ સો રૂપિયા અનાથાશ્રમમાં ભવિષ્ય માટે આપી રાખજે. એટલે પત્યું.'

એક પણ શબ્દ બોલ્યા વિના ઘેરી રાતના અંધારામાં રત્નપ્રભા અદૃશ્ય થઈ ગઈ. અષાડ — શ્રાવણની વાદળીઓમાંથી વરસાદનાં ટીપાં પડવા લાગ્યાં.

૨

અને એ વાતને વર્ષો વીતી ગયાં.

'સાંભળ્યું ?'

'શું ?'

'આપણો નવનિધ કૉમર્સના બીજા વર્ષમાં પાસ થયો. પહેલે નંબરે આવ્યો !'

કૃષ્ણલાલ રત્નપ્રભા સામે જોઈ રહ્યો. એની નજર છટકાવી રત્નપ્રભા જમીન તરફ નિહાળી રહી હતી

કૃષ્ણલાલે જરા મીઠી મશ્કરી કરી : 'નામ રત્નપ્રભા — ખરેખર રત્નપ્રભાને યોગ્ય જ છે !'

અને તેણે પોતાની પત્નીનો હાથ પકડ્યો : 'હું તમને ગમે તેવા સમાચાર આપું પણ તમારામાં ઉલ્લાસ નહિ એ શું ?'

રત્નપ્રભા કૃષ્ણલાલ સામે જોઈ રહી. 'અને તમે તમારી જાતને તો મારી સાથે મૂકતા જ નથી તેનું શું ?'

'મારી જાત ? તમારી સહાય ને સહાનુભૂતિ વિના હું તો આજ શેરીમાં રખડતો એક ફેરિયો હોત !'

રત્નપ્રભાએ તેના મોં પર હાથ મૂક્યો : 'ખબરદાર ! એવું બોલ્યા છો તો !'

'પણ સાચું ના બોલું ?'

'ના.'

'ઠીક — મૂકો, ચાલો, કહું છું, તમે મને પાંખમાં ન લીધો હોત,'

'વળી — ?' રત્નપ્રભાએ આ વખતે તો કૃષ્ણલાલ બોલી ન શકે તેમ તેનું મોં બે હાથથી ઢાંકી દીધું. એટલામાં બહાર ખખડાટ થયો. નવનિધ આવતો લાગ્યો. રત્નપ્રભા તેની સામે જવા બહાર દોડી તેને પોતાની પાસે ખેંચી લીધો : 'બેટા !'

એક સુખી મધ્યમ કુટુંબની ગૃહરાણી તરીકે રત્નપ્રભા પોતાના જીવનને વિતાવી રહી હતી. તે સઘળું ભૂલી ગઈ હતી. માત્ર પોતાના જીવનની એક વાત—સૌથી અજ્ઞાત હતું એ ગુપ્ત રહસ્ય — કોઈ કોઈ વખત અરધી રાતે એના જીવનમાં ડોકાતું; દૂર દૂરના પ્રદેશમાં રમતી કેટલીક નિર્દોષ મુખમુદ્રાઓ વચ્ચે ગેલ કરતું એક રમતિયાળ નાનું સુંદર મોં એ જોયા કરતી.

આજ તો એ મોં યૌવનને આરે ઊભું હશે એની પણ એને ખબર ન રહેતી.

૩

'અરર!' કૃષ્ણલાલના હાથમાંથી સવારમાં ચા પીતાં પીતાં વર્ત્તમાનપત્ર નીચે પડી ગયું. રત્નપ્રભા સામે જ ઊભી હતી.

'કેમ શું છે?'

'કાંઈ નહિ.'

'કેમ, વળી કાંઈ વાંચ્યું લાગે છે.'

'અરે, કાંઈ નથી.'

'તો હું ક્યાં વાંચી જાણતી નથી?' રત્નપ્રભાએ વર્ત્તમાનપત્ર હાથમાં લીધું. તેમાં સુરેખાના મરણના સમાચાર હતા અને શેઠ મનમોહન આજ સુધી નથી બન્યું તેવું પગલું લઈ રહ્યા હતા તેની વાત હતી. અસાધારણ રૂપવતી એક કન્યા ઇંદિરા સાથે એનાં લગ્ન થવાનાં હતાં. આ કન્યા અનાથાશ્રમમાંથી શેઠે માત્ર એક માસ પહેલાં જ પસંદ કરી હતી. ખૂબી એ હતી કે કન્યા પણ શેઠ

મનમોહનને પરણવા ખુશી હતી. પત્નીના મરણથી માર્ગ મોકળો બનતાં શેઠે લોકલજ્જા, સમાજ સૌને ઠોકરે મારી ઈંદિરા સાથે જોડાવા નક્કી કર્યું હતું. ઈંદિરા શેઠની પાડોસમાં રહેવા આવી ગઈ હતી; તેણે જે કેટલાક મિત્રો મેળવ્યા હતા તે એક પછી ખરવા માંડ્યા હતા.

રત્નપ્રભાના હાથમાંથી પણ વર્તમાનપત્ર પડી ગયું.

'અરે! ભગવાન!'

'કેમ?'

'સુરેખા બિચારી ગઈ.'

અને રત્નપ્રભા પોતાની આંસુભરેલી આંખ કૃષ્ણલાલથી છુપાવી ગઈ.

રત્નપ્રભા તે દિવસે રાત્રિ પડવાની રાહ જોઈ રહી. જ્યારે રાત્રી આવી ને નિદ્રા છવાઈ ને સૌ સૂતાં ત્યારે તેણે ઊઠીને પોતાની ટ્રંક ઉઘાડી, તેમાંથી એક ડાયરી કાઢી. તેનાં પત્તાં ઝડપથી ફેરવ્યાં. તેમાં એક નાની નોંધ હતી:

'નામ ઈંદિરા રાખ્યું છે એવા સમાચાર મળ્યા છે. તંદુરસ્ત છે.'

પણ તે હોઠે આંગળી અડાડી ઊંડા ચિંતનમાં પડી ગઈ હતી.

અજવાળું બંધ કરી તે પોતાના ખાટલામાં જઈ પડી. તેણે રોકેલાં અસંખ્ય આંસુઓ મહેનત વિના છાનાં સર્યે જતાં હતાં: એક વખતની તેજસ્વી કુમારિકા, આજની વહાલસોઈ પત્ની અને નિર્મળ માતા—કેવળ એના સ્ત્રીદેહમાં રહેલ નૈસર્ગિક જનનીભાવે પોતાના દેહને અગ્નિમાં મૂકી રહી હતી. એ ભૂલવા એણે ઘણો પ્રયત્ન કર્યો હતો.

પણ એને લાગ્યું કે એ સઘળું ભૂલી શકશે પણ ઇંદિરાને ભૂલી નહિ શકે. અને આજે તો હવે એક ભયંકર વાત બની રહી હતી—ઇંદિરા પોતાના પિતાને પરણી રહી હતી!

અને અંધારામાં પોતાના દેહને વેદનાથી, વ્યાકુળતાથી, વ્યગ્રતાથી, વિષાદથી તે પછાડી રહી.

બીજે દિવસે કૃષ્ણલાલ ને નવનિધ બંને કામપ્રસંગે બહારગામ જવાના હતા તે ગયા.

*

શેઠ મનમોહનને સાડીનો ચસારો સંભળાતાં તેમણે ઝડપથી પાછળ જોયું. તેણે ઇંદિરાને જોવાની આશા રાખી હતી — પણ અરે ! — આ શું ? રત્નપ્રભા ત્યાં ઊભી હતી.

મનમોહને પહેલાં હસવાનો પ્રયત્ન કર્યો; પણ રત્નપ્રભાની મુખમુદ્રા કડક હતી. તેમણે વાત પૂછવાનો વિચાર કર્યો; પણ રત્નપ્રભા જવાબ લેવા આવી હોય તેવું લાગતું હતું. તેમણે વર્તમાનપત્રમાં માથું રાખી, ધીમેથી કહ્યું: 'કામ હોય તો અંદર કે બહાર કારકુન બેઠા હશે!'

રત્નપ્રભાને એ શબ્દોથી હિમ્મત આવી: બીજું કાંઈ નહિ તો કારકુનની હાજરીને લીધે શેઠ વધારે બોલી નહિ શકે.

'મારે તો તમને જ મળવું છે'

'શું છે? બોલો.'

'એક વખત આપણે મૈત્રી હતી એ તમને ખબર છે નાં?'

'મનુષ્યસ્વભાવ પરિવર્તન ઇચ્છે છે!'

'તે હશે. હું એ મૈત્રીનો વેપાર કરવા આવી નથી. પણ હું તો તમને એક વસ્તુની યાદ દેવા આવી છું. કંઈ તે કદાચ તમે સમજી ગયા હશો.'

'મારે ત્યાં સાડા છએ એક સન્નારી આવવાનાં છે. અને સવા છ તો થયા છે.'

'હું તમને એ સન્નારી વિષે જ કહેવા આવી છું. તમને ખબર હશે, મનમોહન! કે આ ઇંદિરા તમારી પુત્રી છે. હું વર્તમાનપત્ર વાંચીને તમને એ જ કહેવા આવી હતી. હું તમને કહું છું: એ તમારી પુત્રી છે. મેં જ એને તજી હતી.'

મનમોહન બેઠો થઈ ગયો. તે રત્નપ્રભાની સામે ઊભો રહ્યો.

'હવે એ દટાયેલી વાતને એમ પ્રગટ કરવાથી મારા કરતાં તમને વધારે નુકસાન થશે, એ તો ખબર છે નાં?'

'હેં!'—રત્નપ્રભાથી આશ્ચર્યમાં બૂમ પડાઈ ગઈ. ત્યારે તો આ માણસ એક વાતને માત્ર છુપાવવા જ માગતો હતો. એને આની ખબર તો લાગે છે. તે સડક જ થઈ ગઈ.

'તને—તમને ખબર હતી?' રત્નપ્રભાથી તુંકાર વપરાઈ ગયો હતો. તેનો ચહેરો લાલ થઈ ગયો હતો. અંગ ધ્રૂજવા માંડ્યું હતું.

'નિત્યપરિચય વિનાનો કોઈ પણ સંબંધ સ્થાયી અસર ઉપજાવતો નથી. મને એ ખબર હતી—પણ શરીર પર સંબંધચિહ્ન લખેલાં નથી એટલે.'

અરે! આટલી બધી પામરતા! રત્નપ્રભા તો વિચાર-

મૂઢ બની ગઈ. ને થોડીવાર રહીને બોલી :

'ત્યારે તો મારે તને કાંઈ કહેવું નથી.'

'કહેવાનું તેં તારે હાથે જ સ્વીકારેલું એ કેમ ભૂલી જાય છે ?'

'તો પછી હું જાઉં છું !'

'હા. છ ને પચીશ તો લગભગ થઈ ગઈ છે.'

રત્નપ્રભા બે ડગલાં પાછી ફરી. તે બારણાં પાસે પહોંચી — તેણે નીચે જોયું તો સીડીને પહેલે પગથિયે ઇંદિરાને આવતી નિહાળી. એટલે તે કાંઇક વિચાર કરીને ત્વરાથી પાછી ફરી — ને ઉતાવળથી તથા ધીમેથી મન-મોહન તરફ ફરીને બોલી :

'યાદ રાખજે, હું આ પ્રગટ કરીશ.'

એટલી જ ત્વરાથી જવાબ મળ્યો:

'હું પણ લખીશ — પહેલાં કૃષ્ણલાલને અને પછી નવનિધને —'

'દુષ્ટ !' — રત્નપ્રભા હવે એકદમ દોડી ગઈ. સીડી ઉપર ચડીને આવતી ઇંદિરા એને જોઈ ને સ્થિર થઈ ગઈ. તેણે છેલ્લો શબ્દ સાંભળ્યો હતો. આ સ્રીને મોંએથી દુષ્ટતા વિષે સાંભળતાં તેને એમાં કાંઈક અગમ્ય લાગ્યું, પણ તે મનમાં જ સમસમી રહી.

રત્નપ્રભા તો તેની સામે જોયા વિના ચાલી ગઈ હતી.

કૃષ્ણલાલને વધારે કામ હોવાથી બે દિવસ બહાર-ગામ વધારે રોકાઈ ગયા હતા. નવનિધ આવી ગયો હતો. તે માનો ચહેરો નિહાળી ઊંડી ચિંતામાં પડ્યો હતો.

‘ મા ! તું કેમ આટલી વ્યગ્ર છે ? ’

‘ એ તો સહેજ, મારો સ્વભાવ જ એવો છે. કાંઈક પણ અત્યંત સુખદ હું જોઉં છું ને મને તરત હૈયે ગ્લાનિ ચડી બેસે છે. તું પહેલે નંબરે પાસ થયો — એટલો હોંશિયાર નીકળ્યો — એ વિચારથી જ મને તો શોક થાય ! ’

‘ મા ! એમ કેમ ? ’

‘ એ તો શી ખબર પડે ? ’

ત્યાર પછી નવનિધ કોઈ મિત્રને મળવાનું કહી બહાર ગયો. થોડીવારે રત્નપ્રભા પણ ઝાંખા અંધારામાં એકલી જ ચાલી નીકળી.

તે મનમોહનના ઘર પાસે આવી પહોંચી, બહાર રસ્તા પરથી અંદર બળતી વીજળીની બત્તીઓ દેખાતી હતી. મનમોહન બેઠો હતો અને તેની સામે એક છટાભરેલી રમણી બારીબહાર નજર રાખીને ઊભી હતી. તે થોડી વારે દેખાઈ ને પછી અદશ્ય થઈ ગઈ.

ત્યાર પછી થોડી વારે તે બહાર આવી. અને રસ્તા ઉપર થોડા દૂરના એક નાનકડા ઘરને બીજે માળે જતી રહી. રત્નપ્રભા તો તેની પાછળ જોઈ રહી હતી. તેની ચાલમાં છટા હતી. યૌવનસુલભ તેજસ્વિતા દેખાતી હતી. ને એના હરેક અંગમાં મોહક આકર્ષણ હતું. એ જ એની ઇંદિરા ! કેટલી સુંદર !

રત્નપ્રભા નિઃશ્વાસ મૂકીને વિચાર કરતી ઊભી રહી.

ઇંદિરા પોતાને ઘેર ગઈ એટલે તરત રત્નપ્રભા પણ તેની પાછળ પાછળ ત્યાં ગઈ. રત્નપ્રભાએ, વાત શી રીતે કરવી, ઇંદિરા શું કહેશે, પોતે કેવી રીતે પોતાની જાતને

પ્રગટ કરશે વગેરે કશી વાતનો ખરી રીતે વિચાર કર્યો ન હતો. અને વિચાર કર્યો હતો તો એ ભૂલી ગઇ હતી. તેને એટલી ખાતરી હતી કે ગમે તેવી પણ ઇંદિરા સ્ત્રી છે, એટલે પોતે એને વધુ વિશ્વાસમાં લઈ શકશે.

રત્નપ્રભા અંદર ગઈ. ઇંદિરા હજી તો વસ્ત્ર બદલાવતી હતી. શેઠને ત્યાં જોઈ હતી તે જ સ્ત્રી ત્યાં ઊભી હતી. તે તેની સામે જોઈ રહી. તેને આશ્ચર્ય થયું.

રત્નપ્રભા એકદમ આગળ આવી. ને કાંઈ પણ વિચાર કર્યા વિના એકદમ બોલી ઊઠી: ‘કેમ ? બેટા ! ઇંદિરા !’

ઇંદિરા તો ગભરાટથી બેચાર ડગલાં પાછળ હઠી ગઈ: ‘તું કોણ છે ? — તને તો મેં શેઠ મનમોહનને ત્યાં જોઈ હતી —’

‘સાચું. પણ હું તારી મા છું,’ રત્નપ્રભા માત્ર એટલું જ બોલી શકી.

‘મારી મા ? મારે વળી મા ક્યાં છે ? મારી મા તો મરી ગઈ છે.’

રત્નપ્રભા આગળ વધી ઇંદિરાની સુરેખ દેહલતા, પ્રથમ યૌવન, નિર્મળ ચહેરો, મોહક તેજસ્વિતા — સઘળાં એકીસાથે રત્નપ્રભાને આગળ ને આગળ ધકેલી રહ્યાં. એ જાણે મા થઈને દીકરીને બચાવવા આવી હતી તે વાત તો ભૂલી ગઈ. પણ પોતે અભાગી નારી આ આશામય જુવાન દેહાત્માને શરણે જાણે આશ્રય લેવા આવી હોય — એવી એની મનસ્થિતિ થઈ ગઈ.

તેણે અચાનક ઇંદિરાના ચરણ પાસે પોતાની જાતને મૂકી.

ઇંદિરાને હજી આ બાઈની વાતમાં વિશ્વાસ ન બેઠો.

એટલામાં રત્નપ્રભા બોલી: 'મેં તને જે અંધારામાં મૂકી હતી એ વિલુપ્તિના મહાસાગરમાંથી ખરી રીતે મારે તને જગાડીને દુઃખી ન કરવી જોઈએ. . . પણ . . .'

રત્નપ્રભા એટલા દુઃખથી બોલી રહી હતી કે ઇંદિરાને કાંઈક સાંભળવા જેવું લાગ્યું. તેણે આગળ વધીને બારણું બંધ કરી દીધું અને પોતે રત્નપ્રભાની સામે ખુરશી પર બેસી ગઈ. 'તમે બેસીને વાત કરો,' તેણે કહ્યું. રત્નપ્રભા ખુરશી ઉપર બેઠી.

'પણ એક પ્રસંગ એવો બન્યો છે કે મારે તારી પાસે આવવું પડયું છે. હું તારી મા છું. મેં તને તજી દીધી હતી — અને તજી દીધી છે. આજે પણ હું તને કાંઈ મદદ કરી શકું તેમ નથી. . .'

'તો પછી બાઈ, જો તમે કહો છો તેમ તમે મારી મા હો તો આ અસંખ્ય વેદનાથી ભરેલા સાગરનું મંથન કરવું છોડી દો. આ સંસારમાં જેમ હું બીજી અનેક સ્ત્રીઓને ઓળખતી નથી તેમ જ તમને પણ ઓળખતી નથી, એમ જ રહેવા દો. આજે હવે એ દાવો કરવાથી તમે મને શી મદદ કરી શકવાનાં હતાં — ?'

'હું એમ જ રહેવા દેત — અંતે એમ જ કરવાનું છે. પણ. . .'

બહાર કોઈના બૂટનો અવાજ સંભળાયો. તરત ઘંટડી વાગી, અને પાછળ 'હલ્લો! મિસ ઇંદિરા' એવો અવાજ આવ્યો.

રત્નપ્રભા થંભી ગઈ. 'અરે!' તેનાથી બોલાઈ

મયું: ' આ તો નવ. . .'

ઇંદિરાએ કહ્યું: ' હા, નવનિધ છે: હમણા હમણામાં એ મારો મિત્ર બન્યો છે. પણ તમે એને ઓળખો છો ?'

રત્નપ્રભાએ માથું હાળી દીધું: ' ના !'

ઇંદિરાએ નજર કરી. રસોડાનું બારણું ઉઘાડું હતું. તે ધીમેથી બોલી: ' તમે ત્યાં રસોડામાં બેસી જાઓ— હું એમને થોડી વારમાં વિદાય કરી દઈશ—'

રત્નપ્રભા રસોડામાં ગઈ. ઇંદિરાએ બારણું અટકાવી દીધું ને અંદરની લાઈટ બૂઝવી નાંખી. પોતે નવનિધને આવકાર આપતી હોય તેમ બોલી: ' આવો, આવો, મિ. નવનિધ — આવો —'

' હાં હાં, આ ઠીક છે. બારણું બંધ રાખીને આવો, — આવો, મિ. નવનિધ આવો.' આ તમે ક્યાંથી શીખ્યાં ?'

ઇંદિરાએ બારણું ખોલી નાખ્યું. ' અશિક્ષિત પટુ એવું અમારા માટે કવિ કાલિદાસે કહ્યું છે તે ખબર છે નાં ? પણ કેમ કાંઈ ઉતાવળમાં છો ? અંદર આવતા નથી તે —'

' હું અત્યારે તો હવે ચા પીવા પણ રોકાઈશ નહિ —'

' કેમ ? એમ કરીને ચાની માગણી તો નથી કરતાં નાં ?'

' ના, ના. પણ મારે જરા ઉતાવળ છે —'

' પણ ચા તો લેવી પડશે —' ઇંદિરાની નજર સહેજ રસોડા તરફ ગઈ.

' એવું છે કે હું ને ' ફાધર ' બહારગામ ગયા હતા,

તબિયત કાંઈક નરમ છે. પણ હું તમને એક વસ્તુ કહેવા આવ્યો હતો. મારી હોંશિયારીથી રાજી થઈને એક જણાએ મને ઇંગ્લંડ મોકલવાની માગણી કરી છે. હજી આ વાત કોઈને — માને — પણ કરી નથી. માત્ર તમને જ કહું છું.'

'સારું —' ઇંદિરાએ બેદરકારીથી જવાબ વાળ્યો.

'કેમ એમ બોલ્યાં?'

'ત્યારે તમે ત્યાં જઈને મને તો ભૂલી જવાના છો એ ચોક્કસ. આંહીં પણ તમારામાં હિમ્મત ક્યારે હતી? તમે મને કોઈ દિવસ તમારું ઘર પણ બતાવ્યું છે? તમારા ઘર-નાંને પણ બતાવ્યાં છે? અરે એ તો ઠીક, તમારાં માબાપ, ઘર વિષે પણ કોઈ દિવસ કાંઈ કીધું છે? આટલું બધું ખાનગી આંહીં રાખ્યું — ત્યાં જઈને મને સંભારો પણ ખરા કે? તમે મને શી રીતે યાદ રાખશો? અને છતાં મેં તો તમને હૃદય આપ્યું હતું.'

'એનું કારણ હતું, ઇંદિરા, હું તને ભૂલું, જો મારી જાતને ભૂલું તો. પણ તું તો, સાંભળ્યું છે કે, પેલા નફ્ફટ માણસને પનારે જવાની તૈયારી કરી ચૂકી છે.'

'અરે, રામ રામ, કરોને. એક અઠવાડિયું માત્ર દાણો દાબી જોયો, અને આજે તો મારું મન ફરી ગયું.'

ઇંદિરાએ મનમોહનને ત્યાં રત્નપ્રભાને જોયા પછી તેનું મન ફરી ગયું હતું. એટલે નવનિધ સાથેની મૈત્રી પર તેણે અત્યારે વધારે ભાર મૂક્યો.

'ત્યારે તું —'

ઇંદિરા આગળ આવી. તેની સામે જોઈ રહી.

'બોલો, પાછા ક્યારે મળશો?'

'કાલે.'

'ચોક્કસ—?'

'તે વખતે તમારે મને તમારી સઘળી વાત કરવી પડશે. અને જુઓ, અમે નારીજાત વચનભંગ કરતી નથી.'

'હું સૂર્ય અને ચંદ્રની સાખે તમને ચાહું છું—' ઇંદિરા સ્થળ, સમય ને પરિસ્થિતિ સઘળું ભૂલી જઇ બોલવા લાગી. નવનિધ હવે જવાનો હતો એટલે એની પાસેથી વધારે ખાતરીપૂર્વક વાત કઢાવવાની જરૂર પણ એને લાગી હતી. એને રસોડાવાળી બાઈ બહુ ધ્યાન આપવા જોગ અત્યારે લાગી ન હતી.

નવનિધ ગંભીર બની ગયો. તે બોલ્યો. 'અને જો. હું પણ સૂર્ય અને ચંદ્રની સાખે—તને—અને માત્ર તને જ—'

એનું વાકય અધૂરું રહી ગયું. ફટાક કરતું રસોડાનું બારણું ઊઘડી ગયું ને તેમાંથી બન્નેના આશ્ચર્યની વચ્ચે રત્નપ્રભાનો દેહ અજવાળામાં નજરે પડ્યો. તેના મોં પર જેમ શોકની છાયા હતી તેમ એક જાતની અડગ નિશ્ચલતા પણ રમી રહી હતી. તે ગંભીર હતી. બન્ને એ બાજુ જોઈ રહ્યાં. 'બેટા! નવનિધ...!'

'અરે!' નવનિધને ક્યાંક સંતાઈ જવાનું મન થયું.

'તમે કોને કહો છો? તમે હવે જઇ શકો છો,' ઇંદિરાએ કાંઇક કડકાઈથી બારણાં સામે આંગળી કરી, રત્નપ્રભાને ચાલ્યા જવાની સૂચના કરતાં કહ્યું.

'બેટા! તું જેમ મારી દીકરી છે, તેમ એ મારો દીકરો છે!' રત્નપ્રભા અત્યંત સચ્ચાઇથી બોલી.

'મા—' નવનિધ બોલ્યો. તેના એક જ બોલમાં અનેક પ્રશ્નો હતા.

'હવે હુ બધું કહીશ—કહી શકીશ. બેટા, બધું કહીશ: મારી જાતને હું નરકમાંથી સીધી તારી પાસે રજૂ કરું તોપણ તું મને નકારવાનો નથી. જનનીભાવની એ અમર ભાવનાને આધારે આજે હું તને કહું છું: બેટા! નવનિધ! તું મારો પુત્ર અને ઇંદિરા! બેટા! તું મારી પુત્રી છો—'

'પણ. . . મા!' નવનિધ ખેંચાયો.

'પણ. . .' ઇંદિરા બોલી.

'કહું. હવે પૂરું જ કહીશ. કદાચ તમે મને ધિક્કારશો તો પણ ફિકર નથી. શેઠ મનમોહન—' ઇંદિરા ચમકી.

'ઇંદિરા! એ નફ્ફટ હરામખોરની જાળમાંથી તને ઉગારવા હું આવી હતી. એ નફ્ફટ તારો પિતા પણ છે. તને બાલપણમાં તજનારી અભાગણી નારી તે હું જ. હું અભાગણી તારી માતા છું!' થોડી વાર ગંભીર શાંતિ છવાઈ ગઈ.

'અને તમે ભાઈ—બહેન છો. નવનિધ! બેટા! આ તારી બહેન છે—તમને સોગન લેતાં જોઈ મારે પ્રગટ થવું પડ્યું. મારી ઇંદિરાને બચાવી શક્યાનો આનંદ મારા હૃદયમાં એટલો છલોછલ ભર્યો છે—કે મને લાગે છે કે આ જ મારી છેલ્લી પળ હોત!' એટલું બોલીને રત્નપ્રભા બહાર જવા માટે ખુલ્લા બારણા તરફ આગળ વધી.

'મા!' રત્નપ્રભાની બાથમાં સમાઈ જવા માટે ઇંદિરા આગળ વધી. 'મા!—. . .' પણ તે પહેલાં તો રત્નપ્રભા બારણા બહાર નીકળી ને ઝડપથી સીડી ઊતરી ગઈ હતી.

'મા !' ઇંદિરાએ બહાર નીકળીને બારીમાંથી ડોકું બહાર કાઢી અંધારામાં બૂમ પાડી. જે શબ્દનો અર્થ એ વર્ષો થયાં સમજી ન હતી, આજે એ શબ્દ એના જીવનને અત્યંત—અત્યંત — ઊંડાણમાંથી હલાવી રહ્યો હતો. તે ફાટેલા સાદે, ઘેરા અવાજે, રત્નપ્રભાને બોલાવી રહી : 'મા !— '

પણ રત્નપ્રભા તો ભયંકર અંધકારમાં કોણ જાણે ક્યાં વિલીન થઈ ગઈ હતી.

એણે નહોતું કહ્યું કે 'મેં તને દીધી હતી: તજી દીધી છેઃ ને પાછી તજી દેવાની છું!'

માત્ર બે પળ માટે પાછી મળેલી માનો સ્વપ્નચહેરો હૃદયમાં ઉતારતી ઇંદિરા ત્યાં જ બેસી ગઈ: તેના પગમાં જોર ન હતું : અવાજમાં શક્તિ ન હતી : આંખમાં બહાર જોવાની તાકાત ન હતી. તેના વાંસા ઉપર પોતાનો હાથ ફેરવતો નવનિધ બોલ્યો, 'બહેન !— ચાલ મારી સાથે, હું તને 'મા' બતાવું !'

# ભાભી

'અરે! આ કોણ? સવજી? આવ આવ, તું ક્યારે આવ્યો?'

રાજપરાના ભગવાન પટેલ પોતાના વિશાળ ફળીમાં બેસીને પગના એક અંગૂઠામાં દોરડું ભરાવી તેનો ઊતરી ગયેલો વળ ચડાવી રહ્યા હતા. પોતે ઘરના સુખી હતા. ઘરમાં બે જુવાન વહુઓ હતી. એની પોતાની વહુ તો મરણ પામી હતી, પણ પોતે કામમાં મન પરોવી એ વાત ભૂલી ગયા હતા. મોટો દીકરો વશરામ ખેડ સંભાળતો. નાનો લક્ષ્મણ — ખરી રીતે તો લખમણ—એને મદદ કરતો. બંને દીકરાને પટેલે પરણાવી લીધા હતા, એટલે લૌકિક અર્થમાં એ હવે શાંતિમય જીવન ગાળવાની તૈયારી કરી રહ્યા હતા. ને આવું ઘરનું પરચૂરણ કામકાજ કરી ઘરના કામમાં મદદ કરી રહ્યા હતા. સવજી ખાંટ હતો. તે લખમણનો દોસ્તદાર હતો, છેલ્લાં પાંચછ વર્ષ થયાં શહેરમાં રહેતો. એટલે આંહીં તો ક્યારેક આંટો આવતો, આજે એને આવેલો જોઈને ભગવાન પટેલે એને આવકાર આપ્યો.

પાસેનો એક ખાટલો ખેંચીને સવજી બેઠો.

'શું કરો છો, બાપા!'

'આ એક વાછરુનો ગાળિયો કરવો છે તે કીધું, નવરા બેઠા કરી નાખીએ! કેમ છે? શું છે તારા શે'રના સમાચાર?'

'મજો કરે છે સૌ.'

'મજો તો ઠીક, તારી વહુને હવે કેમ છે?'

'એ રહી; પતીરા જેવી.'

'બહુ સારું, બહુ સારું, શે'રનાં પાણી એવાં કે આપણને જડભરત વરણને પાણી લાગે તો જીવ લીધે જ છૂટકો કરે.'

'એ તો એવું છે, બાપા! જેવી શે'રમાં રહેવાની કળ. મને છ વરસ થયાં, પણ એક દી માંદો પડ્યો નથી.'

'કાં હજી તો મિલમાં જ છો નાં?'

'હા, હજી છું તો મિલમાં!'

'કેનું લખમણનું કામ હતું?' ભગવાન પટેલે સવજીને પૂછ્યું. એને ખબર હતી કે સવજી જ્યારે આવતો ત્યારે બનતાં સુધી લખમણ માટે જ આવતો.

'હા, આ ચોમાસું માથે આવ્યું છે—તે મારા મનને એમ કે રેણાક ઘર બે વરસ થયાં ચાળ્યું નથી એટલે આ વખતે ચાળી લઉં!'

'હા, હા, મારા ભાઈ! દેવા માંડે એ પે'લાં કર્યું સારું. હવે તો એના દી પાસે આવ્યા—'

'એટલે જ મેં કહ્યું, જરાક લખમણને બોલાવી લઉં. હું છું. વહુ છે. બે વહુ નળિયાં આપશે ને અમે બન્ને જણાં

ચડી જાશું ખોરડે, તે સાંજ પહેલાં પૂરું કરી નાખશું!'

એટલામાં ખડકી ઊઘડી ને એકએ બે'શો, બળદ, આયો સૌની પાછળ લખમણુ આવતો હતો. તેના એક હાથમાં ડાંગ હતી. એક હાથમાં દોરડું હતું. તે દોરને અવેડે પાણી પિવરાવીને ઘેર લાવતો હતો. પાછળ એની વહુ શણુગાર માથે પાણીનું બેડું લઈને આવતી હતી. સવજીના ખાટલા પાસેથી નીકળીને તે હસતી હસતી સવજીને કહેવા લાગી: 'તમારા ભાઈબંધને મળવા આવ્યા હશો? ભાઈ-બંધને ચડાવ્યા છે તે જાવ હવે, મનામણાં કરો!'

ભગવાન સાંભળતો હતો તે મોં મલકાવીને દોરડાને વળ દેવો પડતો મૂકીને બોલ્યો; 'તમે ય તે વહુ! સવજીનો વાંક કાઢો છો!'

માથે ભરેલું બેડું એમ ને એમ રાખી, સીંચણિયાની ગાંઠ એક હાથે સમી કરતી, ને એક હાથે પોતાની આછ-કલી લાજને સંભાળતી, શણુગાર બોલી: 'હું તો જાણું છું ઈ કહું છું! જ્યારે જ્યારે સવજીભાઈ આવે ત્યારે ત્યારે તમારા દીકરાને મન થઈ આવે કે શે'રમાં જાવું છે. ગ્યે વખતે તો પંદર દી ધરાઈને ધાન નો'તું ખાધું. ઈ તો છે મારાં જેઠાણી ઈવાં, નીકર એક કોર તારવી ન મૂકે? ખાવું હોય તો ખાય, નીકર કાંઈ નહિ!'

મોટી વહુ પાની ઓશરી ઉપર બેઠી બેઠી બે'સનું ખાણુ તૈયાર કરી રહી હતી તે બોલી: 'તે નાનકડી! તને તારું માણસ દવલું લાગતું હોય તો ભલે. મને તો બાઈજીએ મરતાં મરતાં સોંપણ કરી છે કે મારા લખમણને ઓછું આવવા દેશ મા.'

'માણસ તો એક તમને જ સાચવતાં આવડે છે, બાઈ! અમે કાંઈ માણસ સાચવ્યાં છે?' શણગાર બોલી.

'એમ હું ક્યાં કહું છું? હું તો કહું છું હોય, જુવાની છે તે બે ઘડી શે'રમાં જવાનું ય મન થઈ આવે, એમાં શું ખાટું‌મોળું થઈ જવાનું છે? એટલા માટે કાંઈ માણસનું મન કોચવાય? મનની ગાંઠ તો જીવલેણ કહેવાય, બાઈ!'

'શે'રમાં બે ઘડી જવાની વાત છે, કે તમારા દેરને તો ખેડ ભાંગીને શે'રમાં રહેવા જવું છે?'

ભગવાન બન્ને વહુનો સંવાદ સાંભળીને હસી રહ્યો હતો. તે બોલ્યો: 'લ્યો, હવે ગઈ તથ જોશીનેય વાંચતા નથી, ઈ તો એમ જ હાલે.'

એટલામાં બળદ, ગાય, ભેંશોને ઠેકાણાસર કરી લખમણ આવી પહોંચ્યો. એટલે શણગાર પાણિયારા તરફ ચાલી ગઈ.

લખમણે ખાટલા ઉપર બેઠેલા સવજી પાસે જ જગા લીધી. તેને વાંસે એક હાથ વીંટાળી પ્રેમથી તેને દબાવ્યો: 'આપણે આ વખતે તારી હારે આવવું છે હો!' તે બોલ્યો.

'પણ ત્યાં ક્યાં લાડવા છે, લખમણ?' ભગવાને કહ્યું.

'ઈ તો તમને એમ લાગે, આતા? ભૂવો ચોર્વાટિયો પાંચ વરસ શે'રમાં રહ્યો ને આ વખતે મકાન ચણાવ્યાં જોયાં? મેડીબંધ!' લખમણે કહ્યું.

'લ્યો, સાંભળો, જેઠાણી!' શણગાર એમની વાત સાંભળતી હતી તેણે પોતાની જેઠાણીને કહ્યું: 'તમારા દેરને તો મેડીબંધ મકાન ચણાવવાં છે!'

એટલું બોલીને શણગાર પાણીનું બીજું બેડું ભરવા બહાર ચાલી ગઈ.

## ૨

સવારના નવ થયા હશે પણ જેઠ મહિનાનો તડકો તપી રહ્યો હતો.

સવજીના ઘર ઉપર સવજી ને લખમણ બે જણાં નળિયાં ચાળી રહ્યાં હતાં. સવજીની વહુ કેસર અને શણગાર બન્ને સૂંડલામાં નળિયાં લાવી લાવી ઉપર કામ કરનારાંને પૂરાં પાડતાં હતાં.

કેસરે મશ્કરી કરીઃ ‘ આ છેલ્લાં વેલાં નળિયાં સારી લ્યો. પછી તો મારા ભાઇએ ચૂનાબંધ અગાશીવાળાં મકાન કર્યાં હશે!’

શણગાર બોલીઃ ‘ આ વખતે તો એમણે હઠ પકડી છે કે ના, મારે તો બસ શે’રમાં જાવું છે.’

‘ ભગવાન બાપાએ શું કહ્યું ?

‘ એ બીજું શું કહે ? કે’ છે ભાઈ, જાવું હોય તો ભલે, પણ જમીનને છોડીને તું જાય છે તો પછી જમીન તને સંઘરશે નહિ !’

એટલામાં લક્ષ્મણનો મોટોભાઈ વશરામ ત્યાંથી નીકળ્યો. ગાડામાં વશરામની વહુ પાની બેઠી હતી.

‘ એ લખમણભાઈ!’ વશરામે રસ્તા ઉપર ગાડું ઊભું રાખ્યું કે તરત પાનીએ લખમણને બોલાવ્યો. તેને લખમણ ઉપર જનેતા જેવી પ્રીતિ હતી.

‘ કેમ શું છે, ભાભી ! ગાડામાં બેસીને ક્યાં હાલી?’

‘ ક્યાં તે વાડીએ ! તમે બાર વાગે આવી જાજો હો. અડદનું શાક લીધું છે ભેગું — અને એ — લખમણભાઈ!

આમ જુઓ, મારા સામું —'

લખમણ હસીને બોલ્યો: 'હા, શું છે બોલને!'

પાનીએ શણગાર તરફ હાથ બતાવીને મશ્કરી કરી: 'આને લેતા આવજો! મારા સમ હો—છાશિયું કર્યું છે. અડદનું શાક છે. જરૂર હો–અમે બાર વાગ્યે વાટ જોશું!'

'ઘરમાં બાપો નથી?' લખમણે પૂછ્યું.

'બાપો તો એ રહ્યા—પણ એનું એકનું જ ભાત ઘેર રાખ્યું છે હો–તમારે બેયને વાડીએ આવવાનું છે.'

'અને અમને તો કહેતાં નથી?' કેસરે વિનોદ કર્યો.

'તમે ય આવજો — બસ —'

વશરામનું ગાડું ચાલતું થયું. શણગાર થોડીવાર સુધી ચાલતા ગાડાની પાછળ જોઈ રહી,

બપોરે બાર વાગે શણગારને લઈને લખમણ વાડીએ પહોંચ્યો ત્યારે સૌ બપોરાં કરવાની રાહ જોતાં હતાં.

ઉપર પીપર ને જાંબુડાના ઝાડની ઘટા જામી હતી. એક તરફથી લીંબડાનો છાંયો એમને તાપથી રક્ષણ આપી રહ્યો હતો; તો બીજી તરફ એક ગૂંદીમાંનાં બેચાર પાકાં ગૂંદાં ખરીને એમને ખાવા માટે લલચાવી રહ્યાં હતાં. અકાળે વસંત આવી હોય તેમ એક ઠેકાણે કોયલ કારણ વિનાનું મધુર ગાન કરીને સીમને રસથી ભરી દેતી હતી.

બન્ને બળદને લીલું નાખી એક બાજુની ગમાણમાં, પથગાના કાણામાં દોરડું પરોવી તેમને બાંધીને વશરામ આવ્યો.

શણગારને તાંસળીમાં અડદનું શાક આપ્યું ને રોટલો આપ્યો એટલે એણે તો તરત ખાવાનું શરૂ કરી દીધું. પાની બોલી: 'એલી, તું તો ભારે ઉતાવળી. તારા

વરને તો આવવા દે.!'

'તમે તો ગાડામાં બેઠા આવ્યાં'તાં, બાઈ! ને મારે તો નળિયાં સારીને દરડ નીકળી ગ્યો છે!'

એટલામાં લખમણ પણ આવ્યો. આખા અડદનું છાશિયું શાક જોઈને લખમણના મોંમાં પાણી આવ્યું. ભાભી શાક કાઢતી હતી, ત્યાં જ એણે તાંસળી લઈ લીધીઃ 'બસ, ભાભી! એટલું ઘણું!' ખરી રીતે તો પાનીથી તાંસળીમાં શાક વધારે પડી ગયું હતું તે તે કાઢી લેવા જતી હતી એટલામાં તો 'બસ, ભાભી! બસ!' એમ કહીને લખમણે તાંસળી લઈ, એક બાજુ પોતાની જગા કરી લીધી.

પાની હસીને બોલીઃ 'તમને બહુ ભાવે છે—મને ખબર છે તો. તમતારે હજી લેજો ને. આજ તો મેં એટલા માટે બહુ કર્યું છે—બોલી વૌ જોઈ—છઈ તારે વધુ?'

શણગારે માથું હલાવ્યું.

'લ્યો,' લખમણ બોલ્યોઃ 'કહુશેરિયું હાલ્યું!'

'તમારે તો સુધરેલી જોતી હશે, લખમણભાઈ!' પાનીએ કહ્યું. 'પણ એવી કાગળની કોથળી આપણને જાડા વરણને ભારે પડી જાય. આ તમારા દોસતાર સવજીની વહુ રહી કેસર—જોઈ છે નાં?'

'શું ખોટી છે—કેવો 'ટેસદાર' ચા બનાવે છે!'

'ચા બનાવે છે?' પાની લક્ષ્મણ સામે જોઈ રહી. તેને આશ્ચર્ય થયું કે લક્ષ્મણનું સવળું માનસ ધીમે ધીમે ફરતું જાય છે. 'તે તમે એને ત્યાં પીધી છે?'

સવજી જાતનો ખાંટ હતો. અને આવડા નાનકડા ગામમાં જ્યાં નાતજાતના ભેદ ઘણા તીવ્ર હતા ત્યાં લક્ષ્મણની

આ પીવાની વાત પાનીને નવાઈભરેલી લાગી.

'ઈ તો કેસર, ઊટકીને લોટો પાણી લાવી'તી. —'

'નકર એમ કે'ને, તારે માટે ગંગાજળિયાની લોટી રાખી'તી —' વશરામે કહ્યું.

લખમણને ખોટું લાગ્યું. તે બોલ્યો નહિ. પાની તે કળી ગઈ. તેણે વશરામ સામે જોઈને જરા આંખની ઇશારત કરી. વશરામ બોલ્યો : 'લખમણ! આ વખતે સવજી શું ઘરેણું લાવ્યો છે?'

વશરામે વાત બદલાવી તો પણ લખમણનું મન માન્યું ન હતું. 'મને ખબર નથી —' તેણે કાંઈક ગુસ્સાથી કહ્યું.

એટલામાં શણગારે પાનીને કહ્યું : 'આ વખતે લાવ્યા છે ચૂલામાં પડી ઈ — કેસરને સુવાવડમાંથી જે નબળાઈ આવી તે મંદવાડમાં જ પૈસો ખવાઈ ગ્યો.'

'એ તો મંબઈની કમાણી મુંબઈમાં સમાણી,' વશરામે કહ્યું.

એટલામાં એક બળદ છૂટો થઈ વાડીના લીલા તરફ જવા લાગ્યો. એટલે વશરામે લક્ષ્મણને કહ્યું : 'લખમણ! દોડને મારો ભાઈ! જરાક વાળી આવ તો —'

પણ લક્ષ્મણને તો ખોટું લાગ્યું હતું. તેમાં આ કારણ મળ્યું એટલે તો એ ગુસ્સે થઈ ગયો : 'મારે નથી આવી ખેડ કરવી — કોળિયો ધાન સખે ખાવા મળતું નથી, ખાતી વખતે ય ધોડા કરવા પડે!'

વશરામે તીખાશથી કહ્યું : 'પણ એમાં રીસ શાનો કરે છે? આપણો તો ધંધો ઠર્યો, ભાઈ! આપણને કાંઈ કોઈ સખે ધાન ખાવા દે છે તે બળદ ખાવા દેશે?

હો, દોડ, દોડ, જા."

લક્ષ્મણે કહ્યું : ' હું નથી જાતો. ને આજ હવે નથી ખાતો, મારે આવી ખેડ કરવી જ નથી ને.'

પાની બોલી : ' લ્યો, હવે બે ય ભાઈ બેસો ખાવા, હાલ, વહુ, આપણે બળદને ગમાણે લઈ લઈએ ' — ' એ હો — હો — હો — જો તો — !' એમ બોલતી પાની ઊઠી. પાની ને શણગાર ઊઠીને બળદ તરફ ગયાં. તેને હાંકીને ગમાણે લઈ મજબૂત રીતે બાંધી લઈ પાછાં ફરી રહ્યાં હતાં. પણ બન્ને ભાઈઓ તો ધૂંધવાતા બેઠા હતા. ને હજી પણ એ જ વાત કરી રહ્યા હતા. વશરામ લખમણને કહી રહ્યો હતો :

' ન રાખવી હોય તો ન રાખતો—આંહીં તને કોઈએ બાંધી રાખ્યો નથી. જમીનનું બાળક છો ને જમીનને જાળવીશ તો જમીન તને જાકારો નહિ દે. પછી તને મન પોંચે એમ કર.'

લખમણ બોલ્યો : ' મારો અધિયાણ ભાગ કાઢી દો —મારે નથી આવી ખેડ રાખવી.—'

વશરામ : ' તે હું તને ક્યાંથી અધિયાણ ભાગ દેવાનો હતો—કે ' ડોસાને!'

લખમણ : ' એ ડોસાએ જ મને ટોકી ટોકીને રોકી રાખ્યો છે. સવજી આવતે વરસ બેલાબંધ મેડી કરાવે છે!'

વશરામ : ' તે તું કરાવ ને — તારામાં હોય તો— '

લખમણ: ' આંહી ધૂડમાં મારે જિંદગી નથી ગાળવી. મારો ભાગ કાઢી આપો.. મારે કાલ જવું છે!'

એટલામાં પાની ને શણગાર આવી પહોંચ્યાં. વશરામે

પાનીને આવેલી જોઈને કહ્યું:

'લે, લેતી જા, "મારા ભાઈલા, મારા ભાઈલા" કર-તી'તી તે. ભાઈને તો ખેડ કરવી નથી,' વશરામે પાનીને કહ્યું.

શણગાર લાજમાંથી રોષભરેલી નજરે લક્ષ્મણ સામે જોઈ રહી. લક્ષ્મણે એની નજર ચુકાવી.

'શું છે, લખમણભાઈ! તમારે ને તમારા ભાઈને?'

'મારે ખેડ નથી રાખવી, ભાભી!'

'તે ન રાખતા, મારા ભાઈ! અમે ખેડ કરશું ને તમે ગામમાં આંટાફેરા કરજો. બે આંકડા ભણ્યા છો તે ગામમાં આપણું નામું કરતા રે'જો. બસ—'

'પણ મારે આંહીં રહેવું નથી—' લખમણ બોલતાં બોલી ગયો. બોલ્યા પછી તો આ શબ્દોથી વહાલસોઈ ભાભીને કેટલું ખોટું લાગશે એ વિચારે એ નીચે જમીન તરફ નજર માંડી રહ્યો.

પાની એની નજીક આવી: 'મારા વીર! આંહીં તમને શું દખ છે? કોઈ કાંઈ કે' છે? તમારી સોંપણ તો બાઇજીએ મને કરી છે—જુઓને આ...' પાનીએ હાથ લાંબો કરીને તરભેટે ઊભેલો વડલો બતાવ્યો. ખેતરને શેઢે આવેલા 'ત્રિભેટા'નો માર્ગ એનાથી શોભી રહેતો... 'પેલા વડલા પાસે તરભેટે એમણે મને કહ્યું: "અલી વૌ, વખતે હું વેલીમોડી થાઉં. તો મારા લખમણને તું જાળવજે. ઈ બહુ ખટસવાદીલો છે." અને પછી રડી પડ્યાં. મારા વીર! મને હજી ઈ સાંભરે છે. મેં તમારું મન કોઈ દી દૂભવ્યું છે? તમારા ભાઈ તો છે જ એવા બે'ક ઉતાવળા!'

પાની લખમણને વાંસે હાથ મૂકી વહાલથી ભાણા પાસે બેસી તેને ફરી જમાડવા લાગી : 'થોડોક ગળ લેશો ! લખમણભાઈ ! એલી વૌ, તું ય તે શું ઘુડની પેઠે વર સામું જોયા કરે છે ? કોઈ દી નથી દેખ્યો ? જા, પાણીનો લોટો ભરી લાવ જઈ. ટાઢું લાવજે હો !'

ને એવી ને એવી મધુર વાણી બોલતાં બોલતાં તેણે લખમણને જમાડ્યો. ને એ ઘડીએ તો બન્ને ભાઈ શાંત થઈ ગયા લાગ્યા.

પણ બે દિવસ પછી સવજી જવાનો હતો. એટલે સવજી ને લખમણ ગામનું તળાવ ને તરભેટાનો વડ જોવા ગયા હતા. ધોરીયે ધોરિયે બન્ને ચાલ્યા જતા હતા, ત્યાં લખમણે કહ્યું : 'હવે કેમ છે શૅ'રનો મામલો ?'

બે દિવસ પહેલાં શહેરમાં હુલ્લડ થયાના સમાચાર હતા ને એટલા માટે સવજી બે દિવસ રોકાઈ ગયો હતો.

'એ તો એમ હાલ્યા કરે. બે દી બંદૂકવાળી પુલીસ ફરે કે બધુંય શાંત !'

'માળાં પણ શે'રવાળાં જબરાં હો — આપણી તો હિમ્મત નો હાલે.'

'શહેરની તો બધી વાત જ ન્યારી છે. તારા જેવો જુવાન ત્રણ રૂપિયાથી ઓછું દનિયું નો પાડે.'

'ત્રણ રૂપિયા !'

'ત્રણ તો હું બીતાં બીતાં કહું છું. હજાર હુનર શહેરમાં હાલે — આ તો આપણું અજડ વરણ વાત સમજે નહિ —'

'પણ હું તો આવવાનો છું હો !'

'તે આવજે ને, ઘર તારું છે. પંદર દી રે'શ ત્યાં ક્યાંય ને ક્યાંય ઠેકાણું થઈ જાશે!'

'ગયે વખતે હું આવ્યો ને રોકાગ્યો તો આઠ દી — પણ ભારે મજો હો. પેલી હોટેલ નવી ઊઘડી'તી તે જલ-બીની તો રકેબી ભરી ભરીને આવે હો!'

'ઈ હોટલનો ભભકો ફરી ગ્યો છે, ભાઈ! રાતે તો ભાતભાતની રોશની થાય છે!'

'મેં તો કહ્યું છે વશરામને કે અધભાગી ખેડ તું લઈ લે ને મને પૈસા આપી દે!'

'તે વશરામ ક્યાંથી લાવશે?'

'ગમે ન્યાંથી લાવશે.'

'હા. મારા ભાઈ! પૈસા છુટ્ટા હાથમાં હોય તો સારું.'

મોડેથી ફરીને બન્ને મિત્રો પાછા ફર્યા ત્યારે લખમણ શહેરમાં ચોક્કસ જ જવું એ એ સંકલ્પમાં દૃઢ થઈ ગયો હતો. સવજીએ તેને શહેરની હોટેલો, સિનેમા, નાટક. પ્રદર્શન, બાગ, બાગમાં ચાલતી રમતો, ગરબા, નાચ એવી એવી અનેક વાતોનાં આકર્ષણથી આંજી નાખ્યો હતો. સવજીનો હાથ હમણાં ભીડમાં હતો, ને જો લખમણ આવે તો એને પણ રાહત મળે તેવો સંભવ હતો. તે લખમણથી છુટ્ટો પડી પોતાને ઘેર જતો હતો, ત્યાં રસ્તામાં કંદોઈ ઓઘડ મળ્યો. ઓઘડ તેની પાસે પચાસસાઠ રૂપિયા માંગતો હતો: 'કેમ સવજીભાઈ! હવે આ વખતે?'

'આ વખતે ચોખવટ, બીજું શું — એક પૈ લેણી નો રે'વા દઉં!'

'પણ કેટલો વખત થયો?'

'હોય — મારો હાથ હમણાં જરા ભીડમાં હતો. પણ હવે નહિ રહેવા દઉં !'

સવજી થોડે દૂર ગયો ત્યાં પૂંજો ખોજો મળ્યો. એનું પણ નામું જ હતું. આ વખતે તો પોતાની મુશ્કેલી બચાવવા સવજીએ સામેથી કહ્યું : 'પૂંજાભાઈ! આ વખતે ચોખવટ કરીને જ જવાનો છું હો !'

' ચોખવટ તો કયાંથી કરશો, ભાઈ ? કોકના ખિસ્સામાંથી કાઢશો ત્યારે અમારા ખિસ્સામાં આવશે નાં ? કે' છે, આ વખતે તો લખમણ સાથે આવે છે ?'

પૂંજાને વાતની બાતમી મળી હતી કે સવજી સાથે ભગવાન પટેલનો લખમણ જવાનો છે. એને એમ હતું કે જો લખમણ જાશે તો તો સવજી બે પાંચપૈસા એની પાસેથી લઇને પણ પોતાનું નામું ચૂકતું કરતો જાશે.

'લઈ જાય છે લખમણને ભેગો ?' તેણે પૂછ્યું.

'હા.'

'એના બાપ પાસે કસ છે હો — બેપાંચ પૈસા, પોતાને દોસ્તી છે તે આંડાભાઈ! ઉછીના લઈને પણ નામું ન રાખીએ, નામું ઉકરડો કહેવાય !'

૩

તે રાત્રે લખમણ અને એની વહુ શણગાર બળદની કોઢ પાસેના એકઢાળિયામાં સૂતાં હતાં. ત્યાં પણ લખમણના જવા વિષે જ વાત થતી હતી; એકઢાળિયું રેણાક ઘરથી આઘું હતું એટલે વરવહુ જરાક વધારે છૂટથી ને વધારે મોટેથી બોલી રહ્યાં હતાં. લખમણે કહ્યું: 'શે'ર તેં

જોયું છે કે મેં ?'

'તમે,' શણગારે ધીમેથી કહ્યું,

'તો પછી ? ત્યાં કેવો મજો છે ઈ તને શી ખબર પડે ?'

'પણ તંઈ આતા ખોટું 'કે' છે ? વક્ષરામ જેઠ ખોટું 'કે' છે ? ને મારાં જેઠાણી — બચારાં તમારી જવાની વાત સાંભળી છે ત્યારનું ધરાઈને ધાન ખાતાં નથી.'

'એ તો શરૂઆતમાં એમ કહે. ભૂવો ચોવટિયો ગયો ત્યારે સૌ કહેતા'તા કે શે'રમાં જઈને હેરાન થશે. પણ કેવી ચૂનાબંધ મેડી ચણાવી !'

શણગાર થોડીવાર બોલી નહિ. પાસેની કોઢમાંથી બળદ ડોકું હલાવતા, ત્યારે મધુર ઘંટડી વાગતી હતી તે સંભળાતી હતી. એક બાજુ ફળીમાં ગાય બાંધી હતી, તેની રૂપાળી ડોક બારીમાંથી દેખાતી હતી. ને વિશાળ ફળીમાં ખાટલા ઉપર ભગવાન આતા બેઠા ભજન બોલતા હતા તે સંભળાતું હતું. તેના હૃદયમાં આ ત્રણે વસ્તુઓ જમીન, દૂધદહીં, ને સાદું સ્વચ્છ જીવન—એ ત્રણે વસ્તુઓ તરી રહી. તેણે દબાવેલા રુદનનો એક અવાજ કાઢચો ને લખમણના ખોળામાં માથું નાખી દીધું.

'મને આ ગમતું નથી. તમે જમીનને છોડો છો એ મને ગમતું નથી, મને કાંઈ સમજણ પડતી નથી. પણ મનમાં ભીંગે છે કે ત્યાંની જમીન તમને ને મને બેયને ભરખી જાશે !' અને તે બેઠી થઈ ને રડી પડી.

'અરે ગાંડી ! જમીન તે શી રીતે ભરખી જાશે ? આટલા બધા છે ને ?' લખમણે રૂપિયાની કોથળી છોડી

શણગાર પાસે ધરી. શણગાર વીંછીનો ડંખ લાગ્યો હોય તેમ ઊઠીને તેનાથી દૂર નાસી ગઈ.

'તમે અધભાગ લખી દીધો વશરામ જેઠને— ?'

'લખી દીધો— ને રૂપિયા પણ લઈ લીધા—આ રહ્યા— '

શણગારે એક સંભળાય તેવો નિઃશ્વાસ મૂક્યો :

'તમે માને વેચી—હવે મા તમને જાકારો દેશે : આપણે જ્યાં જઈએ છીએ ત્યાં રાનરાન ને પાનપાન થઈ જાશું.'

પણ લખમણે તો રૂપિયા કોથળીમાં બરાબર ભરી લઈ તેને સાચવવા પોતાને ઓશિકે મૂકી દીધી. ને પછી શણગારને કહ્યું: 'આંહીં આવ, આંહીં આવ, મારે તારા કાનમાં કાંક કહેવું છે!'

'તમે બોલો હું સાંભળું છું!' શણગાર ઊભી હતી ત્યાંથી બોલી.

લખમણે ત્યાં જઈને તેના કાનમાં કહ્યું: 'પાની-ભાભીને જોયાં?'

'ના. આજે તો બરબહાર નીકળ્યાં જ નથી.'

'એનાં ઘરેણાં મૂકીને વશરામ રૂપિયા લાવ્યો છે.'

'તે તમારે એવી શી રૂપિયાની ઉતાવળ હતી?'

'મારે ક્યાં ઉતાવળ હતી, પણ વશરામને એમ કે પછી માથે દેણું નહિ સારું.'

'અરે રે! તમે જનેતા જેવી જમીન વેચી, અને જનેતા જેવી ભાભીના શણગાર ઉતરાવ્યા. તમારો જેવારો નહિ થાય, જાવ.'

અને તે બહાર ચાલી ગઈ.

લખમણે એને પટાવી ફોસલાવી પાછી ઘરમાં લીધી, ને ધીમે ધીમે ગળતી રાતમાં બન્ને વરવહુ ઊંઘવા માંડયાં. ઊંઘમાં પણ શણગાર બોલી રહી હતીઃ 'આમાં આપણો જેવારો નથી. હજી માનો — તમે જનેતાને વેચી — તમે કોને નહિ વેચો ?'

લખમણ એ સાંભળીને બેબાકળો થઈ એને બોલાવવા લાગ્યો. પણ તે ઊંઘમાં પાસું ફેરવી ગઈ. એક તરફ બળતા દીવાનું તેજ તેના મોં ઉપર પડયું ને તેમાં એના અંતરમાં ચાલી રહેલું દુઃખ સ્પષ્ટ દેખાતું હતું.

તે જોવાતું ન હોય તેમ લખમણ ઊઠયો ને તેણે હાથની ઝાપટથી દીવો ઠારી નાખ્યો.

૪

લખમણે જે વાત શણગારને કહી હતી તે સાચી હતી. ભગવાન પટેલ અને વશરામે પહેલાં તો લખમણને બોલાવીને ખૂબ સમજાવ્યોઃ 'તું તારે, શહેરમાં જવું હોય તો જા ભાઈ, પણ મફતનો વહુ ને સૌને શું કરવા લઈ જાય છે ?'

લખમણ બોલ્યો નહિ. પણ એની નજરે તો બગીચામાં નવાં લૂગડાં પહેરીને ફરતા અનેક લોક તરી રહ્યા હતા. 'આઈસક્રીમ' ખાવા જતાં વરવહુનાં ટોળાં એને દેખાતાં હતાં. એને પણ શણગારની સાથે સાથે સિનેમા — હોટલ — નાટકો — એ સૌ ક્ષેત્રમાં ફરવાનું દિલમાં આકર્ષણ હતું.

'એમ છતાં તારું મન દુભાતું હોય તો તું કે'

એમ કરી દઈએ!' ભગવાને થાકીને કહ્યું.

'અધિયાણુ ભાગ વેચાતો રાખી મને પૈસા આપો.'

'પણ અત્યારે ને અત્યારે તારે પૈસાને શું કરવા છે?'

લખમણ બોલ્યો: 'મારે જમીનમાં જે ધન છે તેને ફરતું કરવું છે!'

ભગવાન પટેલ બોલ્યા નહિ: 'આ તને કોણે કહ્યું ભાઈ? જમીન તો જૂનું ન થાય તેવું સોનું છે—એને વટાવીને કાં કાગળના કટકા ભેગા કરે?'

લખમણ માન્યો નહિ એટલે વશરામ પાની પાસે આવ્યો.

'હું ત્યારે અનોપચંદને ત્યાં જઈ આવું?'

'કેમ?'

'કેમ—તે લખમણને પૈસા ક્યાંથી આપવા? ને એણે તો હઠ પકડી છે. કાં તમે અધિયાણુ જમીન રાખો — નીકર હું બીજાને વેચી દઈશ?'

પાની દુ:ખમાં આંખો મીંચી ગઈ.

'આ બધાય કામ તારાં છે. તેં એને બહુ લાડકો કર્યો છે.'

'તમે અનોપચંદની પાસે પૈસા લેવા જાઓ છો?'

'હારતો —'

'આપશે?'

'નહિ આપે? મૂળાના પતિકા જેવા વ્યાજના ભરશું એટલે આપશે. ક્યાં મારા મોંને આપે છે? જમીન ખોરડાં લખી દેશું.'

'જમીન?'

પાની એક ઘડીભર થંભી ગઈ. એના ધારવા પ્રમાણે

જમીન મા હતી — ને તે કોઈને વેચાય નહિ. તેણે દુઃખથી વશરામ સામે જોયું.

‘ આ તમે ખેડુ થઈને બોલો છો ! લજવાતા નથી ? ’

‘ કેમ એમાં શું લાજવાનું ? પૈસા લખમણને આપવા પડશે એમાં કાંઈ હાલશે ? ’

પાની બોલી નહિ. પણ તેણે ઘરના ખૂણામાં પટારો હતો તે ઉઘાડ્યો. તેમાંથી એક પછી એક કરીને બધાં ઘરેણાં કાઢ્યાં. પોતે પહેર્યાં હતાં તે પણ ઉતાર્યાં. તે વશરામ પાસે આવી : ‘ આ લઈ જાઓ. ’

‘ તારાં ઘરેણાં ? ’

‘ હા. એના વિના હું ભૂંડી નહિ લાગું. પણ જમીન વિના ખેડુ તો નાગો લાગશે ! ’

વશરામ પાનીનાં ઘરેણાં મૂકી પૈસા લઈ આવ્યો હતો ને તેણે એ પૈસા લખમણને આપ્યા હતા. બીજે દિવસે લખમણ તો જવાનો હતો.

પછી લખમણે ભાભી સામે જોયું તો એક વાલની વાળી પણ એના અંગ ઉપર દીઠી ન હતી. તે જવાની વેળાએ બપોરે ભાભી પાસે આવ્યો.

‘ ભાભી ! તમે માઠું ન લગાડતા. પણ હું તમને, ભગવાન કરશે, તો ઘરેણે મઢી દઈશ ! ’

પાની હસીને બોલી : ‘ તમે જાઓ છો એ જ મને તો ગમતું નથી. આંહીં તમને મેં કાંઈ દખ આપ્યું છે— મારા સમ સાચું બોલજો ! ’

‘ મને ભાભી ! આંહીં ગમતું નથી. શે’રમાં કેવી મજા ! કેવાં ફરવાનાં ઠેકાણાં ? ’

'મારા વીર! આંહીં ક્યાં ફરવાનું નથી? આપણાં ખેતરનાં ખેતર આડેધડ ઊભાં છે એમાં ફરોને? તરભેટે વડ કેવો મજાનો છે? કેવાં ત્યાં પંખી કલોલ કરે છે!'

લખમણ બોલ્યો નહિ.

પાની બોલી. 'મેં મારી મરતી સાસુને પાણી આપ્યું છે કે તમને જીવથી જાળવીશ. મેં તમને એવી જ રીતે જાળવ્યા છે. તમારે નોખું રહેવું હોય તો નોખા રહો!' અને તે ગદ્દગદ્દ થઇ ગઈ.

'એમ નથી, ભાભી! મારું મન — ત્યાં શહેરમાં છે!'

પાનીએ નિઃશ્વાસ મૂક્યોઃ 'મારા વીર! તમે તમારી જનેતાનું ધાવણ છોડી, પારકે ધાવણે મોટા થાવા જાવ છો, પણ એ તમને નહિ ફાવે. પછી તો જેવી તમારી મરજી. મારો વા'લો સાક્ષી છે, મેં તમને કાંઈ દૂભવ્યા નથી!'

અને તે લખમણને માથે હાથ મૂકી દુઃખણાં લઈને રોતી રોતી ચાલી ગઈ.

એના ગયા પછી થોડીવાર તો લખમણ પણ મૂઢની જેમ ઊભો રહ્યો.

પછી બહાર ઊભેલા ગાડામાં શણગારની સાથે તે બેસી ગયો. ને સાથીએ ગાડું સ્ટેશન તરફ હાંકી મૂક્યું.

વશરામ, પાની, ભગવાન સૌ ફળીમાંથી નજર પહોંચી ત્યાં સુધી જોતાં રહ્યાં.

ધૂળ પણ દેખાતી હતી ત્યાં સુધી ભગવાન ડોસો પોતાની લાકડીને ટેકે ઊભા રહ્યા. જ્યારે એ પણ દેખાતી બંધ થઈ ત્યારે તે ગદ્દગદ્દ કંઠે 'ગયો!' એમ બોલતા ફળીમાં આવ્યા ને પોતાનો શોક છુપાવવા ખીલે બાંધેલી

એક વાછડી પાસે જઈ ઊભા ઊભા તેને ખંજવાળવા લાગ્યા.

૫

લખમણ, શણગાર, સવજી ને કેસર — ચારે જણાં આજે રવિવાર હોવાથી, આઈસ્ક્રીમ ખાવા માટે હોટેલમાં આવ્યાં હતાં. તેઓ એક ટેબલ પાસે પડેલી ચાર ખુરશીઓમાં ગોઠવાઈ ગયાં. તે બેઠાં કે તરત જ હોટેલનો છોકરો આવ્યો. તે એમના ગામનો હતો, એટલે એમને ઓળખતો.

'કાં કાકી! આવ્યાં છો નાં 'આઈસ્ક્રીમ' નો 'ટેસ' લેવા? શાનો લાવું? વેનીલા, રોઝ, ખસ — ' તે એક પછી એક સાતઆઠ નામ બોલી ગયો. નવી નવી શણગારને તો આમાં કાંઈ ખબર પડી નહિ. એ તો વીજળીના પંખા, ટેબલ, ભીંત ઉપરનાં લટકાવી ચીની બૈરીઓનાં ચિત્રો, આસપાસનાં માણસો એ બધું નિહાળી રહી હતી.

'લે બોલ, શેનો ખાવો છે?' લખમણે પૂછ્યું.

'મને શી ખબર?' — શણગારે કહ્યું.

કેસરે પોતે પોતાનું જ્ઞાન એને ઉછીનું આપવાનો પ્રયત્ન કર્યો. 'કેરીનો ખાધો છે?' 'શું રસ?' શણગારે પૂછ્યું.

સૌ હસી પડયા.

'ના ના, આઈસ્ક્રીમ, ગાંડી!' લખમણે કહ્યું.

'કેરીનો લાવ ચાર.'

'ઑર્ડર' પ્રમાણે 'આઈસ્ક્રીમ' આવ્યો. શણગારે તેમાંથી ચમચો કાઢી નીચે મૂકયો. એ જોઈ ને વળી સૌ હસ્યાં.

'અરે આ ચમચાથી જ ખાવાનો, સા'બ લોકની

પેઠે, ઓછી નહિ તો!' લખમણે કહ્યું.

'એમ કહો છો એમને, તો આને પૂછોને, હું શું કરતી'તી તે?' કેસરે કહ્યું.

'અરે ભાઈ! એ તો આમાં આવે જ નહિ. કે'શે, મને કોક ઉપાડી જાય!' વળી સૌ આ વિનોદથી હસ્યાં.

આઇસ્ક્રીમ પાર્ટી ઉપરથી સૌ બગીચામાં ગયાં. ત્યાં આજે જલસો હતો, ને બજાણિયા નાચી રહ્યા હતા. એ જોવામાં સૌ તલ્લીન થઈ ગયાં. આઠ વાગે પાછા ફરતાં હતાં ત્યાં સવજીએ કહ્યું: 'એલા ચાલો. આઠના સિનેમામાં જઈએ.'

શણગારે તો સિનેમા શું તે જોયેલ પણ નહિ.

એણે પહેલાં તો સિનેમાની ટિકિટને સાડલાને છેડે બાંધી લીધેલી. દ્વાર ઉપર ટિકિટ માગી ને સૌ પ્રેક્ષકોમાં રમૂજ થઇ. શણગાર પોતાના સાડલાને છેડેથી ટિકિટ છોડી રહી હતી — ને ચલો, ચલો, કરતા કેટલાક તોફાનીઓ ઊભા હતા. અંદરથી કોઈ મશ્કરી પણ કરતું હતું.

'જલદી છોડો, જલદી છોડો, ગાંઠ છોડને મેં ઇતની દેરી: કયું?' બીજા હસતા હતા. લખમણ ખિજવાતો હતો. સવજી ધીમેથી મશ્કરી કરતો હતો.

અંતે સૌ સિનેમામાં તો પહોંચ્યાં. સિનેમા પણ કોઈ કે એમના જીવનનો જ ગોઠવ્યો હતો.

'એક નાની સરખી બારે માસ વહેતી નદીને કાંઠે એક ખેતર હતું ને સાચી વાડીને લીધે ઋતુઋતુની મોહિની એ ખેતરમાં પ્રગટતી. ખેતર ત્રિભેટા પાસે હતું. ને ત્યાં એક વિશાળ વડ હતો. પટેલ, પટલાણી ને તેનાં ત્રણે છોકરાં

એ છાયામાં મજા કરતાં. પંખી ગાન ગાઈ રહેતાં. ગાયો ખેતરમાં ચરતી, ભેંસો પાણીમાં પડતી, બળદો પોતાની ડોકે વળગાડેલી ટોકરી વગાડતા બીડમાં નિર્ભય રીતે ઘાસ ચારતા.

'ગામના શેઠનો છોકરો ત્યાં વારંવાર આવતો. તે વાતો કરતો તેમાંથી પટેલના એક છોકરાને રંગ લાગ્યો ને તે વેપારે ચડયો.

'વેપારમાંથી સટ્ટે ચડયો. ખુવાર થઈ ગયો. હેરાન હેરાન થઈ એક મધરાતે ઘેર પાછો આવ્યો. બાપ તો મરણ પામ્યો છે. ભાઈઓ જાકારો ભણે છે. ભાભીઓ એને જોઈને કમાડ વાસી દે છે.

'અંતે તે પોતાની માની ઝૂંપડી પાસે જઈને ઊભો રહે છે.

'મા એનો સાદ સાંભળીને જ બહાર દોડે છે ને એને ભેટી પડે છે.

'રાતમાં છોકરાને પાછી પશુતા જન્મે છે. તે સૂતો છે, પણ તેનું ધ્યાન માની પથારી ઉપર છે. મા જે પથારી ઉપર સૂએ છે તે પથારી નીચે રૂપિયા દાટેલા રાખે છે એ એને નાનપણથી ખબર છે. આજે માના રૂપિયા ઉપર એની નજર જાય છે.

'મા સૂઈ ગઈ છે.

'તે રાતે એકલો ઊઠે છે. માની પથારીને અડતાં તે જાગી જાય છે. પેલો છોકરો પાછો ગુપચૂપ સૂઈ જાય છે.

'દિવસો જાય છે, પણ તેના અંતરમાં જાગેલી પૈસાની વાસના જતી નથી, એક વખત પૈસા હાથમાં આવે તો

ફરી છક્કાપંચા કરી હજારો રૂપિયા કાઢી લેવાની એની યોજના એના અંતરમાં રમતી હોય છે.

'એક વખત એ જુગાર રમે છે. જીતે છે. જુગારિયા મિત્રોની સાથે દારૂને પીઠે જાય છે ને સૌ સાથે દારૂ પીવા જાય છે.

'દારૂ પી બેભાન બની તે પાછો આવે છે.

'રાતે ઊઠીને ઘેનમાં ને ઘેનમાં તે પોતાની માને મારે છે—મારી નાખે છે, ને તેની પથારી નીચેથી રૂપિયા કાઢી વેરણછેરણ ફેંકી દે છે.

'સવારે તે ઊઠે છે ને પોતે જે કર્યું છે તેનાથી ત્રાસી ઊઠે છે.

'તે પીઠામાં જઈ બધા રૂપિયાના દારૂના બાટલાના બાટલા લાવે છે ને તેને ફોડવા માંડે છે. ઘા કરી કરીને ફેંકે છે. ને બાટલી ઉપર બાટલી ફોડે છે. બોલતો જાય છે: "આ તારે લીધે! આ તારે લીધે! આ તારે લીધે!"

'એક બાટલીના કાચ ઊડીને તેને વાગે છે ને તે માના શબની પાસે ઢળી પડે છે.'

સિનેમા જોઈને ઊઠયાં ત્યારે શણગારની આંખમાં આંસુ હતાં. તેણે ઘેર જઈને લખમણને કહ્યું: 'આપણે પાછું દેશમાં જવું છે. મને આંહીં ગમતું નથી. મને તો તરભેટાનો વડ સાંભરે છે. આપણે ત્યાં બપોરે ટાઢે છાંયે કેવી મજો કરતાં.'

'અરે તું તો છો જ એવી,' એમ કહીને લખમણે એને ઉપાડી સવજીને ત્યાં.

રાતના અગિયાર વાગે સવજી, એની વહુ કેસર અને

લખમણ તથા શણુગાર એમ ચાર જણાં ચોપાટ રમવા બેઠાં.

૬

હમેશાં લખમણ સાંજે કામ કરીને લોથ થઇને આવે ત્યાં થોડીવારમાં સવજી આવે. પછી સવજી અને લખમણ ચા પીએ. બે પાંચ રૂપિયા લખમણ શણુગાર પાસે માગે ને બને બહાર જાય.

સવજીએ લખમણને નોકરી અપાવવા દીધી હતી ને મુકાદમને દેવાના પચીસ રૂપિયા પોતે આપ્યા હતા.

એ ઉપકારના બદલામાં લખમણ એની સાથે રાતે વારંવાર જુગાર રમવા જતો. ને ક્યારેક પોતે કમાતા તો ક્યારેક ખોઇને પણ આવતા. પચીસના બદલામાં તો આ પ્રમાણે લખમણે ઘણા ખોયા હશે. એટલામાં પોતે માંદો પડ્યો.

માંદગીમાંથી ઊઠીને જ્યારે એ સંચે ગયો ત્યારે એની જગ્યા પુરાઈ ગઈ હતી. ને મિલના મુકાદમે રૂપિયા માગ્યા.

લખમણ રૂપિયા આપવાનું વચન આપી રહ્યો હતો ત્યાં શણુગાર ભાત લઈને આવી હતી. એને ખબર ન હતી કે આ પ્રમાણે ગેરહાજર રહેનારની નોકરી જાય છે. એને જોઈને મુકાદમે કહ્યું:

'કોણ છે એલા! લાગે છે તો પોપટી જેવી!'

લખમણને આ મશ્કરી સહન કરવી ભારે લાગી. છતાં હોઠ પીસીને મુકાદમનું વાક્ય ગળી ગયો.

'લ્યો, હાલો છો નાં?' શણુગાર બોલી. 'આજ તો તમને ભાવતું શાક કર્યું છે!'

મુકાદમ તો શણગારની વાણી સાંભળીને થંભી ગયો.

'અલ્યા, આ તો પોપટી ને કોયલ બેય ભેગી લાગે છે. અલ્યા, તું તો નશીબદાર છો, નાહકનો હેરાન થાય છે, આવું રાચ ઘરમાં છે ને!'

'મુકાદમ! જીભ સંભાળીને બોલ હો—નકર અમે તો પછી જાતનાં કણબાં.'

'તે એવડા મોટા તિસ્મારખાં હોઈએ તો નોકરી લેવા ન આવીએ. નોકરી લેવા આવો તો બે બોલ સાંભળવા પડે.'

બન્ને જણા થોડીવારમાં ઝગડી પડ્યા અને હજી તો શણગાર ચીસાચીસ કરતી એમને ઠેકાણે લાવે તે પહેલાં લખમણને નીચે નાખી મુકાદમ ઉપર ચડી બેઠો.

બીજી બાજુથી સવજી દોડતો આવતો હતો, તેણે આ જોયું. મુકાદમે ચપ્પુ કાઢ્યું તે શણગારે જોયું. એણે દોડીને એનો હાથ પકડી લીધો. એટલામાં સવજી આવી પહોંચ્યો. પોતે બે માણસની વચ્ચે છે એ જોઈને મુકાદમે ચપ્પુ ફેંકી દીધું. ને સામેથી પોલીસ પાસે દોડીને ફરિયાદ કરી કે, લખમણ ચપ્પુ લઈને એને મારવા દોડ્યો હતો. ચોર કોટવાળને દંડે એના જેવી વાત થઈ. મુદત ઉપર મુદત પડે ને દર મુદતે હાજર રહેવું લખમણને ભારે પડે. સવજીએ અને તેણે મુકાદમને દસ રૂપિયા આપી ફરિયાદ કઢાવી નાંખી. ને માંડ માંડ પચીસ રૂપિયા આપી ફરી નોકરી મેળવી.

એક દિવસ લખમણ સવજી સાથે પોતાના એક મિત્રને ત્યાં મિજબાનીમાં ગયો.

ત્યાં વિવાહ હતો. અને કન્યાપક્ષવાળાં સુધરેલાં

હોવાથી દારૂ ન પીવરાવવાના પક્ષમાં હતાં.

વરપક્ષવાળાં કહેતાં હતાં: 'પીવરાવવો પડે, ભા: એમ રિવાજબા'રું નો જવાય!' કન્યાપક્ષવાળાં કહે: 'અમારે દારૂ હરામ છે!'

વરપક્ષવાળાં કહે: 'પણ અમારે ખપે છે!' ભાંજગડમાં ને ભાંજગડમાં અરધી રાત થઈ ગઈ. અંતે એમ ઠર્યું કે કન્યાપક્ષવાળાં પૈસા આપે ને વરપક્ષવાળાં મગાવીને પીએ.

દારૂ આવ્યો. સૌને પ્યાલી મળવા માંડી. સવજીએ પણ ચડાવી. લખમણ પાસે આવી. લખમણે ના પાડી: 'હું નથી પીતો.'

'એમ નો થાય, ભા! અમે ય કયાં હંમેશના પીવાવાળા છીએ? આ તો દખભુલાવણુ પ્યાલી છે!' બારોટની શૈલીથી પ્યાલી પીવરાવવાવાળો લખમણને ચડાવવા લાગ્યો. અંતે લખમણે જરા પીધી.

તે રાત્રે સવજી ને લક્ષ્મણ મોડેથી ઘર તરફ વળ્યા ત્યારે લક્ષ્મણે કહ્યું: 'સવજી! આજ કેમ મારું મન જાણે આનંદમાં લાગે છે!'

'એ તો લાલ પાણીનો પરતાપ છે,' સવજીએ કહ્યું.

'તું પીએ છે?' લખમણે પૂછ્યું.

'કોક દી.'

'કેસરભાભીને ખબર છે?'

'ખબર તો હોય નાં!—પણ ઈ તો એમ જાણે નાં કે ભાઈ માણસને હજાર દુઃખ ભૂલવાનાં—કોક' દી લેવાય.'

'અરે, માળા, આપણે પિવાય?'

'આપણે ક્યાં હંમેશાં પીવો છે? કોક દી તો કેસર પણ પીએ છે!'

'હેં!'

'ત્યારે નહિ? લાલ પાણીનો ટેસ જુદો છે. ભાઈ-માણસ ને બાઈમાણસ બેય પીએ—ને પછી મજો કરે તો દીએ તારા ભાળે!'

ત્યારપછી આખે રસ્તે લક્ષ્મણ કાંઈ બોલ્યો નહિ. તેને ચિંતા હતી કે પોતે શણગાર પાસે જશે ત્યારે એને ખબર પડી જશે.

એ જેવો ઘરમાં પેઠો તેવો જ શણગારે સવાલ કર્યો: 'આજ તમારી પાસે શું ગંધાય છે!'

'એ તો મહુડાનું તેલ છે!' લક્ષ્મણે કહ્યું.

'એનું વળી તેલ નીકળતું હશે!'

'ત્યારે નો નીકળે—મિલના સંચાને તો મહુડાના તેલ વિના નો ચાલે!' તે દિવસે શણગાર પછી વધુ કાંઈ બોલી નહિ. અને લક્ષ્મણ પણ કાંઈ બોલ્યો નહિ.

૭

એક દિવસ લક્ષ્મણ ખરેખર ઉદાસ હતો. આજે મુકાદમ એના દેખતાં કોઈ ત્રીજાની પાસે શણગારની વાત કરી રહ્યો હતો. લક્ષ્મણે તે કાનોકાન સાંભળ્યું:

'સાળી છે પણ કોઈ ચીજ હો!'

લખમણ સાંભળી રહ્યો હતો. એના મનમાં એટલો ગુસ્સો ચડ્યો હતો. કે એનું ચાલે તો એ મુકાદમને તુરત પૂરો કરે. પણ નોકરી ખોવાની બીકે તે માથું ખંજ-

વાળી રહ્યો.

'તે તમને તો સા'બ! પંખીને જાળમાં લેતાં આવડે છે!'

'એલા, કાળિયોકોશી ક્યાંય મળે?'

'કેમ શું કામ છે?' પેલાએ પૂછ્યું.

'કે' છે, એના આંતરડાની પણછ કરી, એના પીંછાનું તીર કરી માર્યું હોય તો ગમે તેવી સતીની દીકરી ભલેને હોય — પણ તીર અડ્યું કે તમારા ઉપર લટ્ટુ! આ સાળી — પાછી સધ બહુ છે તો!'

'તે — એ કામ આપણું. તમને ગમે ત્યાંથી ગોતી આપું!'

એટલામાં શણગાર ભાત લઈને આવતી હતી. તે શહેરમાં આવી હતી, પણ ગામડાના ખેતરમાં ચાલતી હોય એટલી છટાથી ચાલી રહી હતી. એના ભરતભરેલા કાપડની એક બાંય ઉપર પોપટ ને બીજી બાંય ઉપર મોર હતા. અને સ્તનમંડળને ગોળાકાર કૃતિમાં ગોઠવેલાં આભલાંમંડળથી શણગાર્યાં હતાં. તે મલપતી ચાલે કાંબી ખખડાવતી આવી રહી હતી.

મુકાદમ એને આવતી જોઈને એક બાજુ થઈ ગયો. તેણે પોતાના હાથમાં એક કાંકરી લઈ જેવી શણગાર નીકળી તેવી તેના માથા ઉપર ફેંકી. કાંકરી છાતી સાથે ભટકાઈ નીચે પડી. 'મારો પીટ્યો ભડવો!' શણગારે બે સંભળાવી. પણ એનો શબ્દ પૂરો નીકળ્યો ન નીકળ્યો ને તેને પોતાની પાછળ કોઈના પડવાનો અવાજ સાંભળ્યો.

'એ ભાઈસા'બ! તારી ગૌ છું!'

'સા હ્રા — તારી માની મશ્કરી કરે છે?' મુકાદમને હેઠે પાડી લખમણ એની ઉપર ચડી બેઠો હતો. એ વાત તો તે દિવસ એટલેથી પતી ગઈ. પણ તે દિવસ પછી મુકાદમે મનમાં વેર રાખ્યું હતું ને એક દિવસ ઊધું'ચતું સમજાવી, લખમણને મિલમાંથી રજા અપાવી હતી.

તેને અઠવાડિયું વીત્યું. ને લખમણ નિરાશ થઈ ગયો. ક્યાંય પાટો બાજતો નહિ. હમેશ સવારમાંથી ફરવા નીકળે. જ્યાં દરવાજે પહોંચે ત્યાં જ દરવાન પૂછે: 'તુમ નારંગી મિલ કે મુકાદમ કી સાથ ઝઘડનેવાલા આદમી હો નાં? ઇધર કોઈ તુમ્હેરી લાયક કી જગા નહિ!' બીજે જાય: એ જ જવાબ. ત્રીજે જાય: જગ્યા નથી. ચોથી જગ્યાએ જાય! 'કાંઈ માલપાણી મુકાદમને આપો તો મેળ ખાય!' લક્ષ્મણ બેપાંચ રૂપિયા આપવાનું કહે. જવાબ મળે: 'ના. અમારે તો માલપાણી જોઈએ. રૂપિયા તો ગધેડાંકૂતરાંને ય જોતાં નથી!'

'માલપાણી એટલે શું?'

'દૂસરે કોઈકી પાસ તપાસ કર લો. હમકુ માલૂમ નહિ — માલપાણી કીસી કુ બોલતે હય — ઇતના બી તુમકુ માલૂમ નહિ? — તુમ રહેતે હો કીધર? કીધર સે ઐસા જડભરત લોક આતે હય — માલપાણીમેં બી સમજતે નહિ!'

લખમણ અર્થ સમજીને નાસી જતો.

આ રખડપટ્ટીથી એ હેરાન થઈ ગયો. સવજી પાસે પોતાના લેણા પૈસા લેવા ગયો. પણ સવજી પાસે ક્યાંથી હોય? એણે જવાબ વાળ્યો:

'અરે યાર! હમણાં તો મારી પાસે પણ નથી.

આજે જ હું તારે ત્યાં આવતો હતો — પૈસા લેવા. તું ય પણ યાર ! નાહકનો હેરાન થાય છે. આંહીં તો એમ જ ચાલે !'

'એમ જ ચાલે !' લખમણ બોલ્યા વિના એની પાસેથી ખસી ગયો. તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો:

'આ દુનિયા કઈ છે ? જ્યાં આમ ચાલે છે એ દુનિયા કઈ છે ?'

તે નિરાશ થઈને આગળ ચાલ્યો. આઠ દિવસ થયાં તે બેકાર હતો. સવજીએ તો પૈસો આપવાની ચોખ્ખી ના પાડી. તેને એ ઘડી આ બધા ઘા ભૂલી જવાનું મન થયું. પોતે જે દુનિયા કલ્પીને આવ્યો હતો તેનાથી જુદી જ દુનિયા આંહીં દેખાઈ.

તે પીઠા પાસેથી નીકળ્યો ત્યારે ત્યાં કેટલાકને દારૂ પીતા જોઈ તેને તે દિવસની લગ્નની ઘટના સાંભરી આવી. તે એકદમ એ તરફ વળ્યો. ને પોતે કાંઈ વિચારે — સૂજે — તે પહેલાં તેને અંદર પેઠેલો જોઈ, છોકરાએ તેની પાસે દારૂની પાલી ધરી દીધી.

'લ્યો ! કેમ ઊભા છો ? બાધા જેવા ? આ પહેલી પ્યાલીના પૈસા નથી આપવાના !'

લખમણ ઉડાવી ગયો. ને એકદમ નીકળી જવા માટે ચાલ્યો.

'ક્યાં જાઓ છો ?' એક ખૂણા ઉપરથી એક મંજુલ અવાજ એને કાને પડ્યો. 'જરા આ બાજુ તો આવો —'

લખમણ આ જોઈને છક થઈ ગયો. એક બૈરી

પણ એને બોલાવી રહી હતી. તે ગાંધાની પેઠે એકદમ બહાર જવા નીકળ્યો.

દરવાજા પર ઊભેલા માણુસે તેને રોક્યો: 'કીધર જાતે હો મફ્ત કા માલ પી કર — દુસરી પ્યાલી લો — ઔર પૈસા ચૂકાઓ —'

લખમણે બીકના માર્યા બીજી પ્યાલી લીધી. એટલામાં પેલી લટકાળી તેની પાસે આવી તેના પડખામાં બેસી ગઈ હતી: 'મારા સમ! એક પ્યાલી વધુ ન લો તો —'

ને તે બેભાન થઇ ને ઢળી પડ્યો ત્યાં સુધી તેણે પીધો.

તે પડ્યો એટલે પેલી બૈરીએ એનાં ખિસ્સાં તપાસ્યાં. એક બટનની છટ હતી તે ઉપાડી લીધી.

સવારે ચાર વાગે લથડિયાં ખાતો તે ઘર પાસે આવ્યો. ત્યારે આખી રાત શણગાર તો એની રાહ જોઈને થાકી ગઈ હતી. સવજીને ત્યાં તે બેચાર આંટા જઈ આવી હતી, પણ તેણે બરાબર જવાબ વાળ્યો નહિ.

તેને આવતો જોઈ ને શણગાર ભડકી: 'મારા પીટયા મુકાદમે ઝેર આપ્યું લાગે છે!'

'ઝેર નથી — બાઈ! આ તો આ જમાનાનું અમૃત છે! એણે દારૂ પીધો છે!' કોઈક રસ્તે જનારે કહ્યું.

'હેં! દા . . . રૂ?'

જેણે જિંદગીભર ખેતરાં નિહાળેલાં તેને આ નામ સાંભળીને નવાઈ લાગી. તેણે રસ્તે ચાલનારની મદદથી લખમણને ઘરમાં લીધો. લખમણે ઘરમાં જતાં જ ઊલટી કરી. શણગારે કોઇના કહેવાથી તેના માથા ઉપર ઠંડું પાણી છાંટવા માંડ્યું.

લખમણ ભાનમાં આવ્યો ત્યારે બોલ્યો : 'હું ક્યાં છું?—ને આ કોણ છે?'

શણગારે બહુ સૂચિત જવાબ વાળ્યો : 'આપણે ક્યાં છીએ ઈ આપણને ક્યાં ખબર છે?'

ત્યાર પછી તો લખમણ ઘણી વખત ત્યાં જવા માંડ્યો. દારૂ પી લથડિયાં ખાતો ઘેર આવ્યો. શણગાર રુએ તો ચપ્પુ કાઢીને એને મારવા દોડે. જેમ જેમ નોકરી મેળવવાની એની નિરાશા વધતી ગઈ, તેમ તેમ એ દારૂ-પીઠામાં વધારે ને વધારે જવા લાગ્યો.

એક દિવસ શણગાર રાતના લગભગ અગિયાર વાગે રોટલા ટીપી રહી હતી. દિવસો થયાં લખમણ કાંઈ કામે જતો નથી ને કાંઈ કામતો નથી. શણગાર બહુ મહેનતથી પોતાના ઘરનું ચલાવી રહી હતી. તે રોટલા ટીપી રહી હતી ત્યાં એક ટપાવાળો આવ્યો. ટપામાં લખમણ બેભાન અવસ્થામાં પડ્યો હતો.

શણગારે તથા ટપાવાળાએ લખમણને બેભાન બેભાન ઉતાર્યો. તેના માથા ઉપર ખૂબ ઠંડું પાણી રેડ્યું ને તે થોડીવારે કાંઈક શુદ્ધિમાં આવ્યો. શુદ્ધિમાં આવ્યો તેવો જ ચપ્પુ લઈને શણગારને મારવા દોડ્યો. ટપાવાળાએ તેનો હાથ પકડી લીધો. 'સાલી! પૈસા છે ને આપતી નથી?'

'પણ પૈસા ક્યાં છે?'

'તારી પાસે છે.'

'મારી પાસે તો પાઈ પણ નથી—'

તે વખતે તો ટપાવાળાને ચાર આના આપીને રવાના કર્યો—બીજે દી સવારમાં એક લઠ્ઠ આદમી આવ્યો.

'લખમણ!' તેણે આઘેથી બૂમ મારી: 'ઇધર આવ!'

લખમણ બહાર ગયો એટલે તુરત તેને ગળચીથી પકડ્યો: 'સાળા! વ્યાજ દેતો નથી.'

'પણ મારી પાસે પૈસા નથી!'

શણગાર એ જોઈને એકદમ ઘરમાંથી દોડી. 'લે ભાઈ! તારું વ્યાજ લે, કેટલું છે, પણ એને છોડી દે!'

'અભી ચલ. તુમકો વ્યાજમેં રખનેકા લખત હે!'

શણગાર દોડીને ઘરમાં જઈ ચૂલાની ગમાણમાંથી પોતાનું લોળિયું કાઢી લાવી. તેણે કાંઈ વિચાર વિના તે તેની સામે ધરી દીધું. વિચાર કરવાની તેનામાં તાકાત રહી ન હતી.

પેલાએ લખમણને છુટ્ટો મૂક્યો. પણ જેવો તે ઘરમાં આવ્યો, કે તરત તેણે ગડદાપાટુથી શણગારને મારવાનું શરૂ કર્યું: એનામાં પણ વિચાર કરવાની શક્તિ રહી ન હતી. માત્ર બન્નેની ક્રિયા જુદીજુદી હતી: 'સાલી! ઘરમાં પૈસા સંતાડી મને માર ખવરાવ છ?'

શણગાર રોતી રોતી બોલી: 'પણ તમને થયું છે શું!'

એટલામાં લખમણની નજર થાળીમાં ગઈ. તેણે જરાક હાથ ફેરવી જોયો તો થાળી ઘીવાળી જણાઈ. 'સાલી!' તે લાકડી લઈને ફર્યો: 'આ કોણ તારો બાપ શીરો ખાવા આવ્યો'તો? મને મૂકીને એકલી એકલી શીરો કરે છે?'

અને તેણે શણગારને મારી મારીને અધમૂઈ બનાવી દીધી. છુટ્ટા જોડા ફેંક્યા. વેલણથી મારી. તાવેથાથી મારી —જે હાથમાં આવ્યું તેનાથી મારી.

બીજે દિવસે લખમણને સવજી તેડવા આવ્યો અને તે એની સાથે ગયો. એક ઠેકાણે પચાસ રૂપિયા લાંચના આપીને લખમણ નોકર રહી ગયો. પચાસ રૂપિયાનું નામું પડાવ્યું. તેમાં પાંચ કોથળીછોડામણ ને ચાર રૂપિયા વ્યાજના ને એક રૂપિયો નાસ્તાપાણીનો જતાં તેને ચાળીશ રૂપિયા મળ્યા. તેણે તેને નામું લખી દીધું. તેમાં જો છ માસમાં રૂપિયા પાછા ન આપે તો શણગારને પણ ઘરેણે રાખવાનો ઠરાવ હતો. ને ચૂકતે વ્યાજ સહિત પૈસા આપ્યા પછી જ પેલાને ત્યાંથી શણગાર પાછી આવે.

છ માસ તો રમતાં વીતી ગયા. લખમણ હમેશાં દારૂને પીટે જવા માંડયો હતો. તેને શણગાર પ્રત્યે હવે દયા નથી. તે તેને મારે છે. શણગારનો દેહ જર્જરિત થતો ચાલ્યો.

છ માસ વીત્યે એક અરધી રાતે પેલો પૈસા ધીરનારો ઘેર આવ્યો. તે વખતે લખમણ હજી ઘેર આવ્યો ન હતો.

'કીધર હય લખમણ !' તેણે શણગારને પૂછ્યું.

'અભી નહિ આયા —'

'તો ચલ, તુમકુ ચલને પડેગા —'

'કીધર ?'

'હમેરે ઘર પર ચલ —'

'હવે જા જા ! મારા પીટયા —' પણ શણગાર વાકય પૂરું કરે ત્યાં બીજા ત્રણચાર જણા આવ્યા. ને સૌ મળીને શણગારને પરાણે સાથે લઇ ચાલ્યા. રસ્તામાં લખમણ સામે મળ્યો.

'એ — તમને કહું છું,' શણગારે કહ્યું : 'આ લોક મને લઈ જાય છે !'

'હવે જાને સંડની — એમાં ગોકીરા શેનો કરે છે?'

પેલો લખમણ પાસે આવ્યો : 'અબી, એ લખમણ — બ્યાજ લાવ — નહિતર ઓરત લાવ —'

લખમણનું મોં દારૂથી ગંધાતું હતું. પૈસા માગનાર પણ તે જોઈને ખૂબ ઊઠયો : 'સાલે! સુવરકે બચ્ચે! શરાબ પીતે હય — ચલ, તેરી ઓરતકુ છોડાના હો તો બ્યાજ કે પૈસા લાવ!'

'બ્યાજ નથી; ઓરત કુ લે જાવ!'

'અરે! તું શું બોલે છે?' શણગાર તો આ સાંભળીને હેબતાઈ જ ગઈ.

જવાબમાં લખમણે ચપ્પું કાઢયું: 'છાનુમૂની જાતી નથી?'

લખમણની આ દશા જોઈને શણગાર રડી પડી. તેણે પેલા લોકોને દયાની અરજી કરી: 'ભાઈ, તમે અને છોડી દો, કાલ હું તમારા પૈસા ગમે ત્યાંથી લાવી આપીશ!'

પણ પેલા કાંઈ એમ છોડે?

'અરે મારા ભાઈ! મારા વીર! તારા બે પૈસા માટે મારી આબરૂ બે બદામની થશે!'

'અરે ચલ — આગે ચલ — જાસ્તી વાત મત કરના —' અને એક જણાએ તો શણગારને લપાટ પણ ચોડી દીધી. લખમણ તો ઘેર જઈને બેભાન જેવો પડ્યો રહ્યો. શણગારને એક કોટડીમાં પૂરી તાળું મારી તેના ઉપર ચોકી બેઠી.

તેને બારીમાંથી ખાવાનું વીશીવાળો પૂરું પાડતો ને લેણદાર તેનું ખર્ચ માંડી પૈસા ખાતે ચઢાવતો.

તે હમેશાં લખમણને ત્યાં આંટા ખાતો : 'અરે— એ તેરી ઓરત કુ છોડા જા !'

પણ લખમણ તો સવારસાંજ કર્યા કરતો હતો. એની વિચારશક્તિ–ઇચ્છાશક્તિ એટલી મંદ પડી ગઈ હતી કે આ વાતમાં એને કાંઈ પણ અઘટિત લાગતું ન હતું. અંતે તેણે સવજીને સાધ્યો. અને બંને જણાએ ભેગા થઈ કોઈ વૃદ્ધને શણગાર વેચી મારવાનું નક્કી કર્યું.

તેઓએ પેલા લોકો પાસેથી બીજા પૈસા લીધા. તેનાં કપડાંલત્તાં કરી શણગારને ઠઠારી તૈયાર કરી, ને એક વૃદ્ધ સાથે તેને પરણાવવાનું નક્કી કરી નાખ્યું. સવજી તેનો ભાઈ બન્યો. લખમણ પતનમાર્ગે તો એટલો આગળ વધી રહ્યો હતો કે તે તેનો કાકો થયો.

રાત્રે લગ્નવિધિ ટૂંકામાં પતાવવા માટે શણગારને ધતૂરાનું ઝેર પણ આપ્યું. ને તે બેભાન અવસ્થામાં હતી ત્યારે લગ્નવિધિ પતી ગઈ. બંને જણા પૈસા ચૂકતા આપી દઈ પીઠા ઉપર ઊપડ્યા.

છેવટે પેલા શાહુકારને દયા આવી. જ્યાં શણગારને પરણાવી હતી ત્યાં તે વૃદ્ધ માણસની ઓરડીએ એ ગયો.

તેણે રોફથી વાત શરૂ કરી. વૃદ્ધ તો નવી વહુને જતનથી જાળવી રહ્યો હતો. 'અબી બનયા! કીસકી ઓરત કુ ઉઠાયા ?'

'કોઈની નહિ સા'બ, મારી પરણેતર છે!'

'અબી ચલ બે, વો તો હમેરા પાડોશી કી બેરી હે. કેસ હો જાયગા તુમેરી ઉપર.'

'અરે પણ સા'બ! મેં મૂળાના પતિકા જેવા પૈસા

ગણી દીધા છે.'

'અરે ચલ, ગપ લગાતે હો. પરણેતર હે — કાયદેકી કલમ યાદ હય નહિ?'

'કલમ?'

'અરે કાયદેકી કલમ.'

પેલો વૃદ્ધ ધ્રૂજવા માંડ્યો. એણે આને માટે અનેક વર્ષોની કમાણી આપી હતી. પણ બેઆબરૂ થવાની બીકે બોલ્યો: 'મને કયા ખબર?'

'કયા ખબર કહેતે હો? બોલાઉં પુલીસકો?'

'તો રૂપિયા ત્રણસો પાછા આપો.'

'તો બુલાવા દે પુલીસને, તીન વરસકી હો જાયગી, ઓર હાંજા ગગડ જાયગા.'

'તો ભાઈસા'બ! જરાક મને એક વખત તો જોઈ લેવા દ્યો — માલ કેવો છે!'

'અભી ચલ, માલવાલે!'

તે સાંજરે બજારમાં જવાનું બહાનું કાઢીને પેલો વૃદ્ધ ચાલ્યો ગયો. શણગાર તો કેવળ મૂઢ બની ગઈ હતી. એને તો જાણે કાંઈ ગતાગમ ન હોય તેમ એ સાંભળી રહી હતી. જ્યારે સાંજરે પેલા પૈસાધીરુએ શણગારને કહ્યું: 'હવે તમારો વ્યાજનો મામલો ખતમ થયો છે. હવે તમને ડર લાગતો હોય તો હું ઘર સુધી સાથે ચાલું. નહિતર તમે હવે ઘેર જાઓ.' ત્યારે શણગાર માત્ર આટલું બોલી: 'ભાઈ! તને દયા આવતી હોય તો આ નાકની ચૂંક રાખીને મને બે પૈસા આપ!'

તેણે નાકની ચૂંક લઈ બે રૂપિયા દીધા. એ બને

રૂપિયા લઈ શણગાર ઘેર ગઈ તો ત્યાં લખમણ ઘેર મળે નહિ. દારૂના પીઠા તરફ ગઈ તો રસ્તામાં સવજી ને લખમણ એક ગટર પાસે પડ્યા હતા ને તેના ઉપર એક ઓરત પ્રીતિથી પાણી છંટાવીને પવન નાખી રહી હતી.

શણગાર ત્યાં પહોંચી. તે પેલી ઓરતને જોઈને ધ્રૂસકે ધ્રૂસકે રડતી, તેના ખોળામાં જઈ પડીઃ 'ઓ જેઠાણી! તમે ક્યાંથી?'

પાનીને આવતાજતા કોઈ માણસે સમાચાર આપેલા કે લખમણ ને એની વહુ બહુ દુઃખી છે એટલે એ આજે આવી પહોંચી હતી. તે ઘેર ગઈ ત્યાં કોઈ ન હતું. પાડોશીએ કહ્યું, કે એમનું ઘર તો પીઠું ગણાય છે ત્યાં જાઓ.

એટલે પાની આંહીં આવી પહોંચી હતી. ત્યાં સવજી ને લખમણ બંને ગટર પાસે પીને પડ્યા હતા. માણસનું ટોળું મળ્યું હતું ને સૌ હસતા હતા. લખમણની આ દશા જોઈને પાનીની આંખમાં આંસુ આવ્યાં. તેણે તેના માથા ઉપર ઠંડા ઉપચાર શરૂ કર્યા. એટલામાં શણગાર આવી.

લખમણને ઘેર પહોંચાડ્યા પછી એને સુવારી દીધો. શણગારે રોતાં રોતાં કહ્યુંઃ 'મોટાં બા! અમારી તો આ દશા થઈ ગઈ છે.'

'તેં મને એક પતાકડું પણ ન લખ્યું ઓલી —! લખમણ જેવો લખમણ આવો થઈ ગયો છે ને તેં મને ખબર પણ નો કરી?'

'હું શું કરું, બા! ઘરમાં નજર તો કરો.'

પાનીએ ઘરમાં ચારે તરફ નજર ફેરવી તો ઘરમાં કાંઈ કહેતાં કાંઈ ન મળે. માટીનાં વાસણ સિવાય એક

પિત્તળનું વાસણ પણ નજરે ન ચડ્યું. શણગારે કહ્યું: 'કાંઈ નથી — કાંઈ કે'તાં કાંઈ!'

પાનીએ પોતાના સાડલાને છેડેથી એક રૂપિયો કાઢી આપ્યો: 'જા, ઘરમાં લોટ દાળ, ગોળ લઈ આવ, ત્યાં હું ચૂલો ચેતાવું છું!'

પાની ચૂલો ચેતાવી રહી. ત્યાં થોડીવારમાં શણગાર આવી પહોંચી.

બંને જેઠાણી દેરાણી ખાતાં ખાતાં સુખદુઃખની વાતો કરવા લાગ્યાં.

'આ દશા શેણે થઈ, 'નાનીવહુ?'

'કરમના લેખ — બીજું શું?'

'કરમના લેખ શું કરે, ગાંડી! આપણે સૌ હાથે કરીને આપણાં કરમ ઘડીએ છીએ. આંહી તમે આવ્યાં ત્યારે તો તમારી પાસે પૈસા હતા. પછી ક્યાં ગયા?'

શણગારે કહ્યું: 'પહેલાં થોડા દી તો આંહીં બહુ સારું લાગ્યું. અમે ખાઈપીને ફરવા નીકળતાં. હોટેલમાં જઈને ચા પીઈં, આઇસ્ક્રીમ ખાઈં, નાટકસિનેમા જોઈં. બગીચામાં ફરવાનું મળે. પહેલાં થોડા દી તો આ સારું લાગ્યું. પછી નોકરી પણ મળી ને ધીમે ધીમે કામ ચાલ્યું. પણ પછી સવજીને વાદે વાદે એ દારૂને પંથે ચડ્યા. જુગાર રમે. એટલે એનો સ્વભાવ બદલાયો. નોકરી ખોઈ. રખડુ થયા. ઘરેણાં વેચીને દારૂ પીવા લાગ્યા. અને અંતે એક જણાને ત્યાં મને મૂકીને પણ દારૂ પીધો!'

પાની થંભી ગઈ: 'હેં! એલી તને મૂકી? તને ઘરેણે મૂકી?' પાનીથી આ મનાતું ન હતું. એ માનવાનું

એને મન ન હતું.

'હા. તે વિના દારૂ પીવાના પૈસા ક્યાંથી આવવાના હતા?'

'અરે રે! લખમણભાઈ!'

બંને જેઠાણી દેરાણી ઘણો સમય સુધી કાંઈ બોલી શક્યાં નહિ. વાત વધુ આગળ સાંભળવાની પાનીની ઇચ્છા મરણ પામી હતી. શણગાર ચૂપ બેઠી રહી હતી.

પણ બીજે દિવસથી ઘરનો ઘાટ ફરવા લાગ્યો. પાનીએ ઘર વાળીચોળીને સાફ કર્યું. ઓશરીને લીંપીગૂંપી ચોખ્ખી બનાવી. ત્યાં એક પાથરણું પાથર્યું. લખમણને સવારમાં ઉઠાડીને દાતણપાણી કર્યાં પછી પોતાની પાસે બેસારીને પાનીએ કહ્યું: 'લખમણભાઈ! મારા વીર! હવે હું આવી ગઈ છું હો —'

'પણ ભાભી! તું ક્યારે આવી?' લખમણે તો બેભાનપણામાં કાંઈ જાણ્યું જ ન હતું.

'હું તો કાલે રાતે આવી, ભાઈ! હવે તમારે ને શણગારને આજે છૂટક મજૂરીએ જવાનું છે ને હું ઘેરે રોટલા કરીશ.'

તે દિવસે લખમણ ને શણગાર મજૂરીએ નીકળ્યાં.

સાંજે પડચે બેય જણાં આઠ આઠ આનાના પૈસા લઈને આવતાં હતાં. પણ રસ્તો પીઠા પાસેથી નીકળ્યો ને લખમણ દારૂના પીઠા ભણી દોડચો. શણગારે એને બહુ વાર્યો. પણ એ શાનો માને?

પણ એટલામાં તેણે પાનીને ત્યાં ઊભેલી જોઈ. તેણે લખમણને કહ્યું:

'લખમણભાઈ! આવો, આવો, હું તમને પોતે પાઉં! તમે થાકયા હશો!' લખમણ શરમનો માર્યો આગળ વધી શક્યો નહિ.

પાનીએ એને એક ઝાડના થડ પાસે બેસાર્યો. ને પોતે દૂધ લાવી હતી તે દૂધ પાયું: 'વીરા! થાક ઉપર તો કાં દૂધ ને કાં જનેતાનો હાથ હોય તો કાયા હાલે!'

એ પ્રમાણે લખમણને હમેશાં પાની રસ્તામાં મળે ને વાતોચીતો કરી, ઘેર લઈ જાય. લખમણને ધીમેધીમે દારૂ છૂટવા માંડ્યો. પણ છતાં હમેશાં પીઠું જુએ ને હમેશાં મન થાય. પોતે બાંધેલું બંધન એ પાનીની મદદથી કાપી રહ્યો હતો.

લખમણ હમેશાં સાંજે પાછો ફરે. સાથે શણગાર આવતી હોય ને પાની પણ રસ્તે અચૂક મળે ને તેને ઘરને રસ્તે વાળે.

એક દિવસ રાતે ઊનો ઊનો બાજરાનો રોટલો લખમણની થાળીમાં નાખતાં પાનીએ કહ્યું: 'વીરા! આવતી કાલે હવે દેશમાં જાવું છે હો!'

'કાં?'

'આંહીંનું મકાનભાડું ચુકવાય ને ગાડીભાડું થાય એટલા પૈસા બચાવી લીધા છે. હવે દેશમાં હાલ્યા જાઇં! તારી કાયા પલટાશે ને મન પણ પલટાશે. ત્યાંના ખેતર ને શીમ રાહ જુએ છે. પેલી તરભેટાની જગ્યા રાહ જુએ છે. કેવો મિઠ્ઠો છાંયો છે!'

'પણ ભાભી! મને હવે થાય છે કે તું ને આ, બે જણાં આંહી હો તો હું કામ કરું ને તમે ભેગું કર્યા કરો!'

'આપણે ભેગું નથી કરવું, વીરા! આપણાં ખેતર સારાં છે.' લખમણને ખબર ન હતી, પણ એના અંતરમાં—કે હરકોઈના અંતરમાં રહેલા એક ભયંકર વિષબીજ વિષે એ વાત કરી રહ્યો હતો: પૈસો ભેગો કરવાની વૃત્તિમાંથી જ જીવનનું વર્ચસ્વ ગમે તે રીતે વટાવી ખાવાની વૃત્તિ જન્મે છે, અને સઘળાં વિષવૃક્ષોનાં બીજ આ વૃત્તિમાં રહ્યાં છે.

૮

રાત્રે તો સૌ વાતો કરતાં વહેલાં સૂઈ ગયાં. બીજે દિવસે ક્યારે ઊઠવું, શું સામાન લઈ લેવો ભેગો, શું શું નવું કાપડ લઈ લેવું, એ બધી વાત થઈ ને સૌ નિરાંતે સૂઈ ગયાં.

પણ લગભગ રાતના સાડાદસ અગિયાર વાગે લખમણ જાગી ઊઠ્યો. તેને ખબર ન રહી, પણ ટેવના બળે તેના મનમાં છેલ્લો છેલ્લો દારૂ પી લેવાની લે લાગી. વિચાર કર્યા વિના જ તે બહાર ચાલ્યો. પણ તે મનમાં મોટેથી બોલતો હતો: 'હે ભગવાન! આજ હવે હું છેલ્લી પ્યાલી પીઉં છું. હવે પછી હું પીવાનો નથી. હવે પછી હું પીવાનો નથી. આજનો ગનો માફ કરજે!'

માણસ જે બહાને પોતાની નબળાઈ છોડી શકતો નથી તે જ બહાને લખમણ ચાલ્યો: 'આજે આ છેલ્લું છે!'

તે દારૂના પીઠે પહોંચ્યો.

પીધેલી હાલતમાં મોડેથી જ્યારે લખમણ ઘેર આવ્યો ત્યારે એને ભાન ન હતું કે પોતે ક્યાં આવ્યો છે ને શું

કરી રહ્યો છું. ઉનાળાના દિવસો હતા, એટલે આગલી રાતે શણગાર તથા પાની બન્ને ઘર ઉઘાડાં રાખીને સૂતાં હતાં. એક ઘરમાં પાની સૂતી હતી. બીજામાં શણગાર સૂતી હતી. મોડેથી શણગાર જાગી ત્યારે તેણે પોતાના ઘરનું બારણું બંધ કરી દીધું. ને પાછી તે સૂઈ ગઈ. લખમણ પાછો ફર્યો ત્યારે એને પીધેલી હાલતમાં ધ્યાન ન રહ્યું ને તે પાનીના ખુલ્લા ઘરમાં ગયો. પોતાની ઓશરીમાંની પથારી ભૂલી ગયો.

તેણે થોડીવાર તો લથડિયાં ખાતાં આમતેમ આંટા માર્યા. પણ પછી તેને કાંઈક સાંભર્યું હોય તેમ તેણે સાંકળ ચડાવી અને પોતે પાનીની પાસે જઈને સૂઈ ગયો.

કોઈ ચોર પેઠો છે એમ ધારીને પાની સફાળી બેઠી થઈ. પણ લખમણે તે ઊઠે તે પહેલાં ઝડપથી તેને દબાવી દીધી, અને તેને નીચે પાડી નાખી, પોતે ઉપર ચડી બેઠો.

પાની જેમ જેમ જોર કરે તેમ તેમ તેને વધારે ને વધારે જોરથી બેભાનપણે લક્ષ્મણ દબાવે. અંતે પાની થાકીને લોથ થઈ ગઈ. લખમણે પાસે પડેલું તપેલું ઉપાડીને તેના માથામાં માર્યું. મૂઢમારથી ને માથામાં લાગવાથી તે બેભાન થઈને ઢળી પડી.

લખમણને ધ્યાન ન રહ્યું, ને તે પણ પોતાને પડેલા શ્રમથી તેની પાસે પડી ગયો.

રાત વીતતાં ચંદ્રનું અજવાળું ઘરમાં પડ્યું. ને ખુલી બારીમાંથી એનો પ્રકાશ વધુ ને વધુ તેજસ્વી થવા માંડ્યો.

તે રાત્રે મોડેથી અચાનક વશરામ આવી ચડ્યો. એને ગામમાં હટાણું કરવા આવવું હતું. એટલે દાણાપીઠ

પાસે ગાડું ઊભું રાખી તે આંહીં આવી ચડયો હતો. ગાડાંનું લટકતું ફાનસ તેણે પોતાની સાથે રાખી લીધું હતું.

તેને પોતાને ઘર ક્યાં છે તે ખબર હતી; એટલે અટકળે અટકળે પણ એણે બરાબર ઠેકાણું શોધી કાઢયું હતું.

કોઈકને જગાડવા માટે તેણે બારીમાંથી અંદર ડોકિયું કર્યું. ને જરાક ફાનસ પણ ઊંચું કર્યું. તેની આંખ ફાટી ગઈ. તેની આંખે તમ્મર આવી ગયાં. તેના હાથમાંથી ફાનસ પડતું રહી ગયું. અંદર પાની ને પોતાનો ભાઈ લખમણ એકબીજાની પાસે સૂતાં હતાં.

એટલામાં ફાનસનું અજવાળું દેખીને અને ઓશરીમાં કોઈ આવ્યું છે એ જોઈને અચાનક જાગી ઊઠેલી શણગારે બીજું ઘર ઉઘાડયું. પણ ઘર ઉઘાડવાનો અવાજ સાંભળીને જ વશરામ તો ઓશરીની નીચે ઊતરી ચાલતો થઈ ગયો હતો.

'કોણ છે?'

વશરામે અવાજ ઓળખ્યો. તે સમજી ગયો. શણગાર બીજા ઓરડામાં સૂતી રહી હતી. ને આ ઓરડામાં પાની ને લખમણ પડ્યાં હતાં. તેને દોડીને એક લાકડી શણગારને મારવાનું મન થઈ આવ્યું. પણ તે 'રાંડ!' એટલું ક્રોધમાં બોલતો ને હોઠ દબાવતો ચાલ્યો ગયો.

'છે તારો કાકો — રાંડ, જાકુબના ધંધા કરવા-વાળી! —', એટલો અવાજ માત્ર આવ્યો.

શણગાર એકદમ બહાર નીકળી. તેણે વશરામ જેઠનો અવાજ ઓળખ્યો હતો. પણ બીજા ઘરનું બારણું અંદરથી બંધ હતું.

'અરે !' તે વિચારમાં ઊભી રહી. બારીએથી અંદર જોઉં કે ન જોઉં એ વિચારમાં એ થંભી ગઈ.

અંદર જોતાં જ એ પણ 'અરે રે !' કરીને નીચે બેસી ગઈ.

તેને સાંભર્યું કે કાં તો વશરામ જેઠ આ દેખાવ જોઈને જ નાસી ગયા હશે. તે એકદમ બહાર દોડી. વશરામ પોતાના ગાડા પાસે પહોંચી, બળદની પીઠે હાથ ફેરવી — 'હાલો બાપલા ! હું ને તમે બે જ સાચા સંગાથી છીએ !' એમ કહી નિરાશામાં ગાડું હાંકી ચાલવા જતો હતો, ત્યાં શણગાર પહોંચી ગઈ.

'મોટા જેઠ ! એક વાત મારી સાંભળો — ' તે બોલી.

વશરામે તેની વાત સાંભળવાને બદલે ગાડામાંથી આડું કાઢ્યું ને એના ઉપર એનો ઘા કર્યો : 'રાંડ ! બેય ભેગી થઈને જાકુબના કામા કરો છો !'

શણગાર આડું લાગવાથી નીચે પડી ગઈ. ને નીચે પથરાની ધાર વાગવાથી બેભાન જેવી થઈ ગઈ.

વશરામ તો એ જોઈને કાંઈ વિચાર કર્યા વિના જ ગુનાથી બચવા માટે ગાડું હાંકીને ચાલતો જ થઈ ગયો : 'હાલો, મારા બાપ ! તમે મારા સાચા સંગાથી છો. આજ તમારા સિવાય કોઈનો ભરોસો થાય તેવું નથી !' એવી કાંઈક નિરાશાને લીધે પણ એ કાંઈ જોવા માગતો ન હતો.

થોડીવાર પછી રોન ફરતાં સિપાઈના જોવામાં શણગાર આવી.

તેણે તપાસ શરૂ કરી: 'આ કોણ છે ? ને આંહીં કેમ પડેલ છે ?'

એટલામાં સવજી ત્યાંથી નીકળ્યો હતો. તેણે કહ્યું: 'આ તો આંહીં પાસે રહે છે!'

પોલીસે તપાસ કરતાં બંધ ઓરડીમાંથી પાની ને લખમણ સાથે મળી આવ્યાં.

લખમણને ખબર ન રહી કે શું થયું હતું. પાનીને તો ધરતી માગ આપે તો અંદર સમાઈ જવાનું મન હતું. તેણે રોતાં રોતાં લખમણને કહ્યું: 'મારા વીર! કાં અમારા જેવી બે ચાર હોમાઈ જાય — ને કાં પીઠું જાય તો જ તારો કેડો આ દારૂ મૂકે એમ છે. તું ટેવનો ગુલામ છે, ભાઈ! પણ હવે જાત સંભાળજે, ભાઈ!'

પોલીસે લખમણ પર કેસ કર્યો: 'પોતાની બૈરીને મારીને બહાર કાઢી મૂકી આ માણસ પારકી બૈરી — અને પોતાની ભાભી સાથે બંધ ઓરડામાં કઢંગી હાલતમાં માલૂમ પડ્યો હતો.'

વશરામે કેસ માંડ્યો ન હતો — એટલે સવજી ઉપર વશરામે લખી આપેલી એક કાગળની ચબરખી પાની પાસેથી ઝડતીમાં મળી — જેમાં પાની ત્યાં છે તે દરમ્યાન સંભાળ લેવા ને પછી સૌને હીમખીમ દેશ ભણી રવાના કરવા ભલામણ હતી — એ ચિઠ્ઠીને આધારે સવજી પાસે કેસ મંડાવરાવ્યો.

કેસની સુનાવણી પૂરી થઈ ત્યારે સજા આપતા ન્યાયાધીશને લખમણે કહ્યું: 'સા'બ! હું દારૂની બદીમાં અટવાયેલો જંગલી માણસ છું. મારા ઉપર રહેમ કરો કે ન કરો, પણ હું દારૂ પીવાની લાલચમાં પડી ગયો ન હોત તો આ વસ્તુ થાત નહિ.'

ન્યાયાધીશે તેને ૭ માસની કેદની સજા કરી. શણગાર તો એને પીયર ચાલી ગઈ. ૭ માસે સજા પૂરી કરી તે પોતાને ગામ આવતો હતો ત્યાં રસ્તામાં એક અવાવરુ કૂવા પાસે માણસનું ટોળું મળેલું તેણે જોયું.

પાનીનું મુડદું કૂવામાંથી નીકળ્યું હતું ને માણસો એને વીંટાઈને બેઠા હતા.

વશરામ અને પાનીનો સુખી સંસાર શંકાથી દુઃખી થયો હતો. તે શંકાએ ઘરમાં હમેશનો કલહ ઉત્પન્ન કર્યો હતો.

આજે લખમણ આવે છે એ સાંભળીને પાછો ઘરમાં કલહ શરૂ થયો હતો.

વશરામે એને કહ્યું: 'જા, ભાત લઈને સામે. તારો વા'લો આવે છે તે!'

પાની રડી પડી.

'તમે મને બહુ વસમું વેણ કહો છો. હું જીવ કાઢી આપીશ હો —'

'એ તો બધાય કે છે, જીવ કાઢી આપીશ. એમ જીવ કાઢવો સે'લો નથી તો! તારો વા'લો આવે છે ને તું હવે જીવ કાઢીશ?'

વશરામ બેચાર કડવાં વેણ કહી ગાડું જોડી 'હાલો મારા બાપ! હાલો, તમે મારાં સાચાં સંગાથી છો! તરભેટે બેસીને બધું ભૂલી જાશું — હાલો મારા બાપ!' એમ કહી ચાલતો થયો.

પાનીએ ઘણીવાર સુધી સૂનમૂન વિચાર કર્યો. અંતે તે ઊઠી. 'આ ઘરમાં શાંતિ રાખવી હોય ને લખમણને

પાછો સુખી કરવો હોય તો મારે જવું જોઈએ ! નકર આ બન્ને ભાઈઓ ઝગડ્યા કરશે ને લખમણ પાછો ભાગી જશે. ને ભાગીને એ બિચારો એમાં ને એમાં મરી રહેશે.' તે મનમાં શોચી રહી.

તે ઊઠીને ઘરમાં એક એક આંટો મારી આવી. તુળશી-ક્યારાને પાણી પાયું. વાછડીને નીરણ નાખી. ગાયને હાથ ફેરવી પગે લાગી. પછી પોતાનાં નવાં નકોર લૂગડાં પહેરી, સૌભાગ્યશણગાર ધારી બહાર નીકળી ગઈ.

લખમણ રસ્તે ટોળું મળેલું જોઈ ત્યાં ગયો, તો ત્યાં પાનીનો મૃતદેહ પડેલો હતો. તે બેબાકળો થઈ ગયો.

'ભાભી ! એ ભાભી ! જુઓ તો હું, આવ્યો. તમે મને પાછું શાક ખવરાવશો કે ? ભાભી !'

પાનીના વાળની લટ પવનથી એવી હાલી રહી હતી કે જાણે તે જીવતી હશે. એ દૃશ્યથી લખમણનું હૃદય ખિન્ન થઈ છિન્નભિન્ન થઈ ગયું.

તે ભાભી પાસે બેસીને રડવા લાગ્યો.

